॥ ॐ ॥

# सुकन्या—सावित्री.

## नाटक.



मूळजी आशाराम ओझा.

मोरबी आ. सु. नाटक मंडळीना मालक.

॥ ॐ ॥

श्रीगणेशायनमः

॥ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

# सुकन्या-सावित्री

## नाटक


मोरबी आर्य सुबोध नाटक मंडळीने माटे.

प्रसिध्ध करनार

**मूलजी आशाराम ओझा.**

मोरबी आ. सु. नाटक मंडळीना मालेक.

सूर्यप्रकाश थीएटर, स्टेशन रोड-सुरत.



आवृत्ति १ ली.





શા. ખુબચંદ અમીચંદના ધી સુરત "જૈન" એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. ઠો. ખપાટીઆ ચકલા-સુરત.

સંવત ૧૯૭૩ પ્રત ૩૦૦૦ સને ૧૯ ૭

મૂલ્ય રૂ. ૧॥

# તરેહ તરેહના સુશોભિત
# દાગીનાની જુની વિશ્વાસુ
# અને જગજાહેર
# જંગી દુકાન.






હરેક કોમને લાયકના દાગીના અમારે ત્યાં તૈયાર મળશે, બહારગામ વી. પી. થી મોકલવામાં આવશે.

ગેરંટી-હમારે ત્યાંનો ખરીદેલો દાગીનો જ્યારે પાછો લાવો ત્યારે મજુરી કાપી સોનાનાં નાણાં પુરેપુરાં પાછાં આપવામાં આવે છે.

**નરોત્તમદાસ ભાઉ-ઝવેરી.**

ટેલીફોન નં૦ ૫૬૫-શેખમેમણસ્ટ્રીટ, મુંબઈ.

# અર્પણપત્રિકા.

નેક નામદાર મહારાજાધિરાજ સર વાઘજી બહાદુર

જી. સી. આઇ. ઇ. સ્વસ્થાન મોરબીના ઠાકોર સાહેબ.

સવિનય વિજ્ઞપ્તિકે, આ નાટક આપશ્રોની આજ્ઞાનુસાર પ્રેક્ષક જનોને મહા મહોપાધ્યાય શીઘ્ર કવિ કવિશેખર સ્વર્ગસ્થ શાસ્ત્રી શંકરલાલ મહેશ્વરની અનુકંપાથી રંજન કરવા ભાગ્યશાળી થયો એ આપનીજ પ્રેરણાનો પ્રતાપ છે, તેના સ્મરણમાં આ પુસ્તક આપને અર્પણ કરું છું તે સ્વીકારશો.

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

જાડેજા કુળદીપ વાઘજી શુરા, ભાલે રવિ ભવ્યતા,  
દૈવી નાટક દૃશ્ય અર્પણ કરું, સાવિત્રી સુકન્યકા;  
હે રાજા મુજ મોરબી નગરના, અર્પું સતીની કૃતિ,  
છું હું આશ્રિત આપનો મહીપતિ, સ્વીકારશો વિનતિ. ૧

જે ભૂમિપર ઉપન્યા નરવરો, રાજ્યાશયી પટ્ટણી,  
દયાનંદ સરસ્વતી ગરજીયા, "ગૌ શકિત છે હિંદની;"  
શાસ્ત્રી શંકરલાલ સંસ્કૃત કવિ, સાત્વિક ઉદ્દેશના,  
નાટારંગ રસિક વાઘજી તણા, વિખ્યાત વિદેશમાં. ૨

બારીસ્ટર સનંદ સૂકલ કને, ન્યાયાસને વીજળી,  
ડાહ્યાલાલ ઝવેરિની દિન વિષે, ઉદારતા મોકળી;  
જ્ઞાની પોપટભાઈ વીમળ મતી, અદ્વૈત વીજ્ઞાનની,  
વીભૂતી નૃપ ભૂમિની ઝળકતી, છે એ રતી પાણિની. ૩

વાગે હાંક રવાજી સુત વીરની, સૌરાષ્ટ્ર શિરોમણી,  
વિદ્યાની ગુણ ખાણ મચ્છુ ભૂમિકા, શકિત જનુની તણી;  
માતૃ ભૂમિ મયુરપુર ભૂપતિ, કૃપા તમારી ચહું,  
દીર્ઘાયુષ્ય કુટુંબ સુજન અને, પામો સમૃદ્ધિ સહુ. ૪

કૃષ્ણ જયન્તિ.  
સંવત ૧૯૭૦  
સુરત.

આપનો સેવક,  
મુળજી આશારામ ઓઝા.

# પ્રસ્તાવના.

આ સુકન્યા સાવિત્રી નાટક ખાસ સ્ત્રીવર્ગને બોધદાયક છે એટલુંજ નહિ પણ ગૃહ સંસારમાં પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનું કેટલું કલ્યાણ સાધી શકે છે, અને તેથી રહિત સ્વામીની કેવી દુર્દશા કરે છે; તેવા ગૃહ સંસારમાં બનતા બનાવોના ચિત્રો આળેખવામાં આવ્યાં છે; જે અનુભવમાં આવેલા જોવાના છે, જેની વસ્તુ સંકલના પુરાણોકત છે.

સાવિત્રીની મૂળ વસ્તુ મહાભારતમાં તથા વ્રતરાજમાં છે, જે વટસાવિત્રી વ્રતથી પ્રચલિત છે તે પ્રમાણે દોરવવામાં આવી છે. તથા સુકન્યાની મૂળ વસ્તુ ભગવતી ભાગવતમાં તથા મહાભારતમાં છે, તે બન્ને વસ્તુનાં ચિત્રો મુંબઈના લક્ષ્મી આર્ટ પ્રેસમાં સુવર્ણમાળાના અંકોમાં તેના ટુંક સાર સાથે બહાર પડી ચૂક્યાં છે, એટલે એ સંબંધમાં વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા રહેતી નથી, તો પણ બન્ને વસ્તુને એક બીજા સાથે સંબંધવાળી તથા રસમય બનાવવા સંસારમાં બનતા બીજા બનાવોનો સમાવેશ કરી યોજવામાં આવી છે, જે વાંચકવર્ગને વાંચવાથી સમજાશે.

આ આખ્યાનો નાટકના તખ્તા ઉપર લાવવા મને શાપરથી વિચાર ઉદ્ભવ્યો, એ આ પુસ્તક સાક્ષર વર્ગની સમક્ષ રજુ કરવાની સાથે મારે જણાવવું જોઈએ કે મારી જન્મ ભૂમિના શૃંગાર રૂપ સ્વર્ગસ્થ સદ્ગુરુ શિરોમણિ મહામહોપાધ્યાય શીઘ્રકવિ શંકરલાલ મહેશ્વર શાસ્ત્રીએ સંસ્કૃતમાં સાવિત્રી ચરિત્ર નામનું નાટક રચ્યું, અને તેનુ ગુજરાતીમાં ભાષાંતર મોરબીના રાજવૈદ્ય શ્રીયુત વિશ્વનાથ વિઠ્ઠલજીએ છપાવી બહાર પાડયું, તે મારા વાંચવામાં આવવાથી એ વસ્તુ રંગભૂમિપર લાવવા મને જીજ્ઞાસા ઉત્પન્ન થઈ, પણ તે શાસ્ત્રીજીએ સંસ્કૃત પદ્ધતિપર શ્રાવ્ય નાટક રચેલું હોવાથી દૃશ્યમાં ફેરફાર કર્યા વિના ભજવી શકાય નહિ એ વિચારમાંને વિચારમાં લગભગ પંદર વીસ વર્ષ વ્યતિત થઈ ગયાં દરમ્યાનમાં મારા આશ્રયદાતા મોરબીના નેક નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી બહાદુર જી. સી. એસ. આઈ. એ

# सुकन्या-सावित्री नाटक







मरहुम शीघ्र कविश्वर महामहोपाध्याय.

शास्त्री शंकरलाल माहेश्वर मोरवी.

Jain E. P. Press Surat

શાસ્ત્રીજીનું નાટક ભજવવાની મને ઇચ્છા જણાવી, જે જાણી શ્રીયુત શંકરલાલભાઈએ પણ આધુનિક તખ્તાને અનુકૂલ પડતા ફેરફારોથી ભજવવા આજ્ઞા કરી, એ સદ્‌ગુરુની મારાપરની પૂર્ણ કૃપાને લઈ પ્રથમ નાટક મુંબઈના કોરોનેશન થીએટરમાં બહાર પાડયું જે પ્રેક્ષક વર્ગમાં પ્રશંસાને પાત્ર નિવડયું, તેમજ શાસ્ત્રીજી પણ તે સમયે મારી વિનતિથી મુંબઈ પધાર્યા અને પોતાની કૃતિ યોગ્ય ફેરફારથી ભજવાતી જોઈ પૂર્ણ પ્રસન્ન થયા જેથી મારા શ્રમનું સાફલ્ય પૂર્ણ થયું.

સુકન્યા સાવિત્રી નાટક દશ્ય, અને સાવિત્રી ચરિત્ર નાટક શ્રાવ્ય છે, બન્ને નાટકના વિચારો કેટલાક મૂળવસ્તુથી મળતા છે, પણ દરેકની શૈલી નિરાળી છે, તથાપિ એ વસ્તુને જન સમાજમાં પ્રથમ પ્રીતિપાત્ર કર્ત્તા તરીકેનું ખરું માન તો એ સદ્‌ગુરુ શંકરલાલભાઇને ઘટે છે, જેમની કૃતિ, અને ભાષા સરલ પવિત્ર અને રસમય જોવી હોય તો તેમનું સાવિત્રી ચરિત્ર નાટક આ નાટકની સાથે વાંચવા વાંચક વર્ગને હું ભલામણ કરું છું, જેમાં ગૃહસંસારને શોભાવનાર સ્ત્રી પુરુષને અનુકરણ કરવા જેવા પતિવ્રત તથા મિત્રધર્મ ઉત્તમ પ્રકારે બતાવવામાં આ૦ યાછે, જે સાહિત્ય વાંચનના ઉત્સુકોને વિશેષ રસમય રચના જોવી હોય તો તેમાંથી મળશે.

આ દશ્ય નાટક હોવાથી શ્રાવ્યપરથી કેટલાક ટુંકા વાકયોની ઘટનાવાળું કરી તખ્તાપર લાવવામાં આવ્યું છે, જે પ્રેક્ષક વર્ગમાં આદરપાત્ર થયું છે તે મારે કહેવા કરતાં મુંબઇ, સુરત, વડોદરા તથા અમદાવાદમાં લગભગ આઠ દશ વર્ષ થયાં ભજવાય છે, એટલે જન સમાજમાં મશહુર છે છતાં કહું છું કે ઉપરના શહેરમાંના ભાગ્યેજ કોઇ કુટુંબ આ નાટક જોયા વિનાનાં રહ્યાં હશે; એ ઉપરથી વાંચક વર્ગ એનો તોલ કરી લેશો.

સંવત્ ૧૯૭૩ }
સુરત. } **મૂલજી આશારામ ઓઝા.**

# પાત્રો.

શર્યાતિ—વૈવસ્વત મનુના પુત્ર.
ચ્યવન—એક ઋષિ, સુકન્યાનો પતિ
અશ્વપતિ—મદ્રદેશનો રાજા.
દ્યુમત્સેન—શાલ્વ દેશનો અંધ રાજા.
સત્યવાન—તેનો પુત્ર.
ચંડસેન—દ્યુમત્સેનનો નાનો ભાઇ.
ઉલ્લુસિંહ } એ મિત્રો.
ગરીબદાસ
ભારદ્વાજ, ગૌતમ, } તપોવનમાં નિવાસ કરતા મુનિઓ.
ધૌમ્ય, શૌનિક.
ઇંદ્ર—સ્વર્ગનો રાજા.
યમ—યમપુરીનો રાજા.
ચિત્રગુપ્ત—યમનો પ્રધાન.
વીરમિત્ર } અશ્વપતિના પ્રધાનો.
શત્રુશલ્ય
શચી—ઇંદ્રની પત્ની. ઇંદ્રાણી
સુકન્યા—શર્યાતિ રાજાની પુત્રી.
લીલાવતી } સુકન્યાની સખીઓ
લલિતા
શૈબ્યા—દ્યુમત્સેનની અંધ રાણી.
સાવિત્રી—અશ્વપતિ રાજાની પુત્રી અને સત્યવાનની સ્ત્રી
માલવી—અશ્વપતિની રાણી અને સાવિત્રીની માતા.
પ્રભાવતી——ચંડસેનની સ્ત્રી.
છબીલી } એ બ્હેનપણીઓ.
છુમખી

એ સિવાય, નારદ, ઋષિકુમારો, યક્ષકન્યા, રાક્ષસ, અશ્વિની-કુમારો, દેવતાઓ, સિપાહીઓ, સાહેલીઓ, યમદૂત વગેરે વગેરે.

॥ श्री गणेशायनमः ॥



# सुकन्या—सावित्री नाटक.



## મંગળાચરણ.

### સ્થળ—રંગભૂમિ.

પાત્ર—સૂત્રધાર, નટી, આર્યબાળાઓ, આર્યબાળકો વગેરે.

### નાન્દી.

થાઓ શ્રી ગણનાયક સાહ્ય (૨)
વિઘ્ન હરણ હિમ તનયા તન,
હરિહર નંદન ગુણ રાય.— થાઓ.
લક્ષ લાભ પરિવાર મનોહર,
સુંદિર શુધ બુધ ના...ર.
દુંદાળા દુઃખ ભંજન,
કરવા જન મન રંજન,
શિશુ ગણ સ્હાય.—શ્રી ગણનાયક.

બાળક ૧લું—આપણું કાર્ય તો હવે પૂર્ણ થયું, પરંતુ હજી દેવી આવ્યાં નહિ.

બાળા ૧ લી—ભાઈ! આમ ઉતાવળો શા માટે થાય છે? હમણાં આવશે.

બાળક ૨ જું—આપણને આજે રંગભૂમિ ઉપર અગાઉથી આવવાની આજ્ઞા કરવામાં માતા પિતાનો શો હેતુ હશે?

બાળા ૨ જી—આજનો કાર્યારંભ આપણે હાથે કરાવી આપણું પ્રિય કરવાનો.

નટી—(પ્રવેશ કરી) મારાં વ્હાલાં બાળકો! પોતાના સંતાનની ઉન્નતિને માટે હરનિશ ચિન્ત્વન કરતી માતાના મનમાં એ સિવાય અન્ય શું હોય.

**બાળક ૧ લું**—અમને જન્મ આપી તે જન્મને સફળ કરવાનો માર્ગ બતાવનારી માતા ! અમે તને વંદન કરીએ છીએ.

**નટી**—સજ્જન પુરુષોનાં પવિત્રજીવન ચરિત્ર શ્રવણ કરવાથી, અંતઃકરણમાં ઢંકાઇ રહેલા ગુણો પ્રકાશ પામે છે. અમે પણ એજ રત્નોનાં ચરિત્ર પ્રકાશ વડે કરીનેજ અમારો સ્વધર્મ શોધી શકયાં, માટે એવાં અનેકાનેક રત્નને ઉપજાવનારી આર્ય માતા ! પવિત્ર આર્યભૂમિ આપણે સર્વેએ પ્રથમ વંદન કરવાને યોગ્ય છે.

**આર્ય બાળાઓ**
**આર્ય બાળકો** } — ગાયન
**નટી**

ધન્ય ધન્ય અમારી ભરત ભૂમી
પદ રજ લ્હઇએ તુજ ચરણ ચૂમી.—ધન્ય.
કુમ કુમ છાંટી પાવન થઇએ, રસનાએ ગુણ તારા ગઇએ
તુજ અંતરની આશિષ લ્હઇએ, અમ ભરત ભૂમી. (૨)
પૂજન અર્ચન ભૂમી તારું, જન મન વાંછિત ફળ દેનારું;
તુજ નામ સ્મરણ લાગે પ્યારું, અમ ભરતભૂમી. (૨)—ધન્ય.

**બાળક ૨ જું**—દેવિ ! હવે અમને શી આજ્ઞા છે ?

**નટી**—આજે દેવની એવી ઇચ્છા કે, પતિ સેવાનું રહસ્ય યથાર્થ સમજી તેનું પાલન કરનાર સતી સુકન્યાનું તથા જેના અઢાર વર્ષ પર્યંતના તપ વડે કરીને પ્રસન્ન થએલાં, દેવી સાવિત્રીની કૃપાને પાત્ર થએલાં મદ્રદેશાધિપતિ મહારાજ અશ્વપતિને ત્યાં રાજકન્યા રુપે પ્રગટ થએલી સતી સાવિત્રીનું ચરિત્ર ભજવવું.

**બાળા ૧ લી**—માતા ! જેણે સ્વધર્મ પરાયણ રહી પોતાને પોતાનાં માતા પિતા તથા સાસુશ્વસુરને, એમ બંને કુળને દુઃખમાંથી ઉદ્ધાર્યું છે, એવી શીલ સંપન્ન સુકન્યા-સાવિત્રીનું ચરિત્ર સર્વને કલ્યાણકારી હો.

**નટી**—અસ્તુ.

**બાળક ૧ લું**—જેની ગતિ કોઇથી પણ કળી શકાતી નથી એવા સમર્થ ભાવિને પણ ભૂલવનાર, એ સતીનાં ગુણગાન શ્રવણ કરવાને અમે ભાગ્યશાળી થઇશું.

**નટી**—પ્રિય પુત્ર ! માત્ર શ્રવણ કરવાથી ઈષ્ટાર્થ સાધી શકાતો નથી, પરંતુ સજ્જનોનાં સચ્ચરિતો શ્રવણ કરી, તેમાંથી અર્થગ્રાહી થવાનો પ્રયત્ન કરવો. એ માર્ગથી યોજાયલા સાધન વડે કરીને આદરેલો પુરુષાર્થ કેવળ વ્યર્થ જતો નથી.

**બાળા ૨ જી**—દેવિ! દૈવની ગતિ જો મનુષ્યના જાણવામાં આવતી હોય તો કોઈપણ મનુષ્યનો પુરૂષાર્થ વ્યર્થ ન જાય.

**નટી**—પુત્રી ! ભાવિને જાણી તેને મિથ્યા કરવાનો પ્રયત્ન કરવાથી કોઇપણ પ્રકારે તે મિથ્યા થઈ શકતું નથી એવું તે બળવાન છે. ભાવિને સર્વ વસ્તુ અનુકૂલજ છે, ભાવિને અનુકૂલ રહેવાથી તે મનુષ્યને અનુકૂલ થાય છે; હમણાં આપણે શર્યાતિ રાજાની પુત્રી સુકન્યાને ચ્યવનાશ્રમમાં જોઇશું, કે ભાવિનો કેવો પ્રભાવ છે.

**બાળક ૨ જું**—મુનિવર નારદજીની કૃપાથી સાવિત્રી પણ સત્યવાનનું ભાવી જાણતી હતી.

**નટી**—સત્ય છે, જેનું ઘણા યજ્ઞનું પુણ્ય ભેગું થયું છે, એવા રાજા જન્મેજયે પણ પોતાને માટે નિર્માયલું ભાવી અગાઉથી જાણી શું કર્યું ! રાજા પોતેજ ભૂલ્યો અને અંતે થવાનું તેજ થયું.

**બાળાઓ**<br>**બાળકો** }— ગાયન

ભૂલે ભલ ભલા ભૂલેરે (૨)<br>
ભાવિનો ભરમ કોથી નવ ખુલે (૨)<br>
મૂર્ખ મન ભલે ફુલાવ્યું ફૂલે૦—ભૂલે.

**બાળાઓ**—

અતિ ઉમંગથી કાર્ય આદરે, ધરી મન મોટી આશ;<br>
અધવચ્ચ વાડી લુંટાઇ જાએ (૨) આખર થાય નિરાશ<br>
—ભૂલે.

**બાળકો**—

કાળ હીંચોળે અણુંમાત્રનું, જીવન ઝોલાં ખાય;<br>
રહે દૂર નિર્ધાર્યું ધાર્યું (૨) ધરણીધરનું થાય.—ભૂલે.

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ચ્યવનાશ્રમ,

**પાત્ર**—સુકન્યા, લલિતા, મંજુલતા, ચ્યવન, શર્યાતિ, સુશીલા. (શર્યાતિ રાજા વનવિહાર માટે કુટુમ્બ પરિવાર સહિત પહાડની તળેટીમાં છાવણી નાંખી પડયા છે, ત્યાં તેમનાં પુત્રી સુકન્યા બે સખીઓ થે વન નિરખતાં ચ્યવનાશ્રમમાં જઈ ચડે છે)

**સુકન્યા**— ગાયન

અજબશી ? આ ઉપવનની બહાર,
સુગંધી પરિમલ મ્હેકે અપાર.—અજબ.
કોકિલ કીર મૃદુલ સુણાવે, મધુકર મધુર ગુંજાર—અજબ.
વૃક્ષલતાઓ ધરી નવ પલ્લવ, ઝુકી રહી હારોહાર.
—અજબ.

**લલિતા**—સખી ! આપણે બહુ દૂર નીકળી આવ્યાં ! વાર થશે તો માતા પિતાને ચિંતા થશે, માટે પાછાં વળવું જોઈએ.

**સુકન્યા**—થોડીવાર તો જોવા દે, વારંવાર અવાય છે; આ ઉપવન મને બહુજ ગમે છે, જોતાં તૃપ્તીજ થતી નથી.

**મંજુલતા**—મહાલયથી કંટાળેલાંને ઋષિ આશ્રમો બહુ ગમે.

**લલિતા**—એટલા માટેજ આખર અવસ્થામાં રાજાઓ વાનપ્રસ્થ થાય છે.

—આ વનના અનેક છાયા વૃક્ષો, આપણા સુંદર બગીચાને પણ વિસરાવે તેવાં છે !

**લલિતા**—પણ આ આશ્રમમાં ઠામઠામ સુકાયલાં પાંદડાના ઢગ બહુ પડયા છે, કોઈ રહેતું હોય એમ જણાતું નથી.

**મંજુલતા**—વાળ્યા ચોળ્યા વિનાના આશ્રમમાં ધુળના ઢગજ હોયના !

**લલિતા**—મનુષ્યનો પગરવ પણ જણાતો નથી, આપણે આ ઉજ્જડ આશ્રમમાંથી સત્વર ચાલ્યા જવું જોઈએ, રોકાશું તો મુશ્કેલીમાં આવશું.



સુકન્યાએ રાફડામાં ચળકતાં છિદ્ર જોઈ શૂળ ઘોચવી.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

**મંજુલતા**—સુકન્યા બ્હેન! લલિતા ખરું કહે છે, ભુત ભુત હશે તો ભરખીજ જશે.

**સુકન્યા**—બેસ બેસ બ્હીકણુ! ભુત કેવું?

**લલિતા**—કદાચ વાઘ વરુ આવે તો આપણે શું કરીએ?

**સુકન્યા**—શું કરીએ! (કમ્મરમાંથી કટાર કાઢી) જોઈ આ કટાર? પાસે આવે તો પ્રાણુજ હરે.

**લલિતા**—વાહરે બા! તમે તો ભારે છો! હથિયાર પણ કમ્મરેજ રાખો છો ને શું!!

**સુકન્યા**—ન રાખું તો અહિં સુધી તમને લઇ આવું ખરી કે? (આસપાસ પરિક્રમણ કરે છે)

**મંજુલતા**—પેલા રાફડામાં કાંઈ ચળકતું દેખાય છે! તે શું હશે બા? જુઓ તો ખરાં!

**સુકન્યા**—(ઉભી રહી જોઇને) બે છિદ્રોમાં કાંઇક ચળકે છે! લલિતા! શૂળ તો ખોસ, મણિ છે કે પાંદડું છે.

**લલિતા**—હું તો નહિ ખોસું, સાપ હોય તો નીકળી ડંસેજ!

**સુકન્યા**—(ધકકો મારી) બ્હીકણુ! આઘી ખસ, (શૂળ પડાવી) લાવ મારી પાસે, ભલે મને ડંસે. (શૂળ ખોસવા જતાં)

**મંજુલતા**—(સુકન્યાનો હાથ પકડી) બા! રહેવા દો, આ ઋષિ આશ્રમ છે, વખતે કોઈ યોગી તપ કરતા હશે તો વિપત્તિમાં આવી પડશું.

**સુકન્યા**—જો તો ખરી, ઋષિ છે કે રાફડો છે.

**લલિતા**—રાફડામાં તો નાગ મણિ ચળકતો હોવો જોઈએ.

**સુકન્યા**—(શૂળ ઘોચે છે તેમાંથી લોહી નીકળે છે તે જોઇ)

**વસંત તિલકા**

ચેષ્ટા મહિં શિશુ થકીજ થયેલ કામે,
દેખી રૂધિર અતિશે, ચિત્ત ક્ષોભ પામે;
રે શિવ શિવ! દુષ્ટ કર્મ, કર્યું શું આમે;
વિના વિચાર સહસા, કર્યું કોણ ઠામે;

**લલિતા**—બા! જુઓ જુઓ! લોહીની તો ધારા ચાલી!

**સુકન્યા**—આ રુધિર નીકળે છે, તેથી અંદર કોઈ ઋષિ સમાધિસ્થ હશે તો જરૂર આપણો વિનાશ થશે.

મંજુલતા—વિનાશ થાય તમારા દુશ્મનનો.
લલિતા—આમાં તે ઋષિ કેવા! કોઈ જનાવર હોવું જોઈએ.
સુકન્યા—તું ગમે તે કહે, પરંતુ આ રુધિર જોઇ મારૂં હૃદય કંપે છે; જરૂર અંદર મોટું પ્રાણી છે.
લલિતા—કહો તો રાફડો ખણીને જોઇએ. શું છે અંદર તેની હમણાં ખબર
મંજુલતા—વખતે અજગર કે સાપ હશે તો, હાથે કરીને આપત્તિમાં આવી પડશું! માટે મારી નજરમાં તો નાશી જવું ઉત્તમ છે.
સુકન્યા—પણ કદાચ ઋષિ મુનિ હશે તો તેમને પીડા કરી ચાલ્યા જવાથી વધારે વિપત્તિમાં આવી પડશું
મંજુલતા—લલિતા! સુકન્યા બ્હેન સાચું કહે છે.
લલિતા— તો લે રાફડો ખણી બાનો વ્હેમ ટાળીએ. (બન્ને રાફડો ખણે છે) બ્હેન! આતો કોઈ તપસ્વીનું હાડપિંજર છે!
મંજુલતા—તપ કરતાં કરતાં પ્રાણ વિસર્જન થઈ ગયા છે.
સુકન્યા—પ્રાણ વિસર્જન થયા છે કે સમાધિસ્થ છે? જો તો ખરી!
મંજુલતા—(નાકે હાથ રાખી) શ્વાસોચ્છવાસ ચાલે છે.
લલિતા—બહુ વર્ષ તપ કરવાથી લોહી તથા માંસ સુકાઈ માત્ર હાડપિંજર રહ્યું છે.
સુકન્યા—શૂળની વેદનાથી મૂર્છા તો નહિ આવી હોય?
મંજુલતા—મને પણ એમજ દેખાય છે, લોહી નીકળ્યું તેથી પ્રાણ છે, માટે આપણે જાગ્રત કરવાનો ઉપાય કરવો જોઈએ.
સુકયા—લલિતા! તું પિતાજી પાસે સત્વર જા અને આ હકીકત નિવેદન કરી જેમ બને તેમ સત્વર એમને અહીં તેડી લાવ.
લલિતા—જેવી આજ્ઞા (જાય છે)
સુકન્યા—મંજુ! તું પાસેના સરોવરમાંથી પાણી લઈ

આવ, મુનિની આંખો ધોવાથી ટાઢક થાય તો મૂર્છા વળે; એટલામાં પિતાજી પણ વૈદને તેડી આવી પહોંચશે.

**મંજુલતા**—તમે પવન નાખો એટલામાં હું પાણી લઈ આવું છું. (જાય છે)

**સુકન્યા**—(પવન નાખતાં)

ગાયન

જય કાળ તણા મહાકાળ કૃપાળ! મહેશ તમે કરુણા કરજો;
સુખ શાન્તિ અખંડ વિશ્વંભર ભૂધર! આ મુનિના ઉરમાં ભરજો.
હુંથી બાળપણે અપરાધ થયો, ગણી બાળક દોષ ક્ષમા કરજો;
મમ કર્મ તણું ફળ દઈ મુજને, વૃદ્ધ આ મુનીનાં દુઃખ સૌ હરજો.—જય૦

**મંજુલતા**—(પ્રવેશ કરી) બ્હેન! પાણી લાવી છું.

**શુકન્યા**—લાવ (પાણીથી આંખ ધુવે છે)

**ચ્યવન**—(ધીરે ધીરે સ્વસ્થ થઈ) મને આંખમાંહી શૂળ ઘોંચી અંધાપો આપનાર કોણ છે? અને શીતળ જળથી સાન્ત્વન કરનાર કોણ છે?

**સુકન્યા**—(કંપતા) ઋષીરાજ! મંદ ભાગિની આપની અપરાધી હું છું.

**ચ્યવન**—તમે કોણ છો?

**મંજુલતા**—મુનિરાજ! વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ હાલમાં ચક્રવર્તી છે, તેમની પુત્રી આ સુકન્યા છે.

**ચ્યવન**--હમણાં મહેશની પ્રાર્થના કરનાર એજ હતાં?

**સુકન્યા**—હા પ્રભુ! એ હુંજ પાપિની છું.

**ચ્યવન**--પ્રાર્થના શા માટે કરતાં હતાં?

**સુકન્યા**--મારા સાહસને માટે! આપ જેવા તાપસને મેં ઉછાંછળાપણાથી મહા વ્યથા કરી, એ જેવો તેવો અપરાધ નથી કર્યો; મારાં માત પિતાએ મને લાડ લડાવ્યા તેનું આ પરિણામ!

**ચ્યવન**--(સ્વાગત) આ નિર્દોષ બાળાને મારે શું કહેવું પોતાની ભૂલ નહિ છુપાવતાં પશ્ચાત્તાપ કરે છે, તેને

શાપ પણ કેમ અપાય ! (પ્રકાશ) રાજપુત્રી ! તમારી બાળ ચેષ્ટામાં અજાણતાં તમારા હાથથી મને પીડા થઈ, એ મારા અદ્રષ્ટનું ફળ સમજું છું, તમારો અપરાધ માનતો નથી, તમે સત્ય બોલ્યાં તેથી મારો રોષ ઉતરી ગયો, તમારી ભૂલને માટે ક્ષમા કરું છું.

**મંજુલતા**—બ્હેન ! જોયાં ઋષિ જનોનાં નિર્મળ અંતઃકરણ. ક્ષણમાં તુષ્ટમાન થયા; કેવા દયાળુ !

**સુકન્યા**--પણ આ અપરાધનો બદલો તો મને મળવો જોઇએ.

**ચ્યવન**—તમારાં જેવાં સરલ અંતઃકરણનાં રાજપુત્રી ક્ષમાને પાત્ર છે.

**સુકન્યા**—પ્રભુ ! આપ પ્રસન્ન થયા હો તો, આ અપરાધને માટે મારા સિવાય મારાં સંબંધીઓને પરાભવ ન થાય એટલું કરશો.

**ચ્યવન**—તથાસ્તુ, તે સિવાય તમને વરદાન આપું છું કે તમારૂં કલ્યાણ થઓ.

**લલિતા**—(દોડતી આવી) બ્હેન સુકન્યા ! ચાલો ચાલો ! છાવણીમાં તો મહા ઉલકાપાત થઈ રહ્યો છે, તમારાં માત પિતા ઘડી બે ઘડીનાં મેહમાન છે.

**સુકન્યા**—શું ! મારાપાપનો દાવાનળ સળગી ઉઠયો ! ધિક્કાર છે મારા જેવી પુત્રીને, વગર વિચાર્યું આચરણ સંબંધીઓને કેટલું બધું ભયાનક થઇ પડ્યું, હવે હું શું (રડે છે)

**ચ્યવન**—બાળા ! શાન્ત થાઓ, એ ઉત્પાત મારા પ્રસન્ન થયા અગાઉનો છે, હવે ત્યાં શાન્તિ પ્રસરી છે, ચિંતા કરો નહિ, નજરે જોઇ ખાત્રી કરો,

**સુકન્યા**—આપ કહો છો એથી બીજી વિશેષ ખાત્રીની મને જરુર નથી. લલિતા ! તું પાછી જા અને પિતાજીને કહી વૈદરાજને તેડી લાવ.

શે ?

**સુકન્યા**—આપને દેખતા કરવાનો ઉપચાર.

**ચ્યવન**—આંખમાં રોગ થયો હોય તો ઉપચારથી દૂર થાય પણ આતો ફુટી ગઈ, તેનો ઈલાજ દેવ વૈદ જાણતા હોય તો કહી શકાય નહિ, બાકી મનુષ્ય વૈદનું તો ગજું નથી.

**સુકન્યા**—તો દેવ વૈદને પ્રસન્ન કરવા મને તપની વિધિ બતાવો, તે પ્રમાણે અસહ્ય કષ્ટ સહન કરીને પણ આપને દેખતા કરીશ.

**ચ્યવન**—ધન્ય છે તમારી વિશુદ્ધ વૃત્તિને! પણ દેવ વૈદને પ્રસન્ન કરવા એ કાર્ય બહુ દુર્ઘટ છે, તમારાં જેવાં કોમળ રાજ પુત્રીને તપ વિધિ બતાવવી, એ કેળ પર પ્રહાર કર્યા તુલ્ય થાય. માટે એ વિચાર છોડી દ્યો, તમે કહો છો એથીજ હું કર્યા તુલ્ય ગણું છું; હવે તમે તમાંરા માત પિતા પાસે જાઓ, તેમને તમારી ચિંતા થતી હશે.

**સુકન્યા**—હું આપને આવી અપંગ દશામાં છોડી દૂર ખસવાની નથી. મારાં પ્રારબ્ધે જે કાંઈ કર્યું તેમાં હું મારું હિતજ સમજું છું; હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું આપની પત્ની થઈ આપ અંધની લાકડી રુપ બનીશ.

**ચ્યવન**—(ઉભા થઈને) હં! હં! હં! આ તમે શું બોલ્યા! મારી અને તમારી અવસ્થા સામું તો જુઓ, એતે કદી બને!!

**સુકન્યા**— ગાયન

હવે રહ્યું બના હતું જે બનાવવું, દીન બંધુને હાથ;
બની દાસી સેવું તમ સાથ (૨)
તમ ચર્ણે તન મન ધન નાથ!—હવે રહ્યું બની.
પ્રથમ બાળપણ સહુને આવે, નવાનવા નિત્ય ખેલ્ર ખેલા ;
નથી ગઈ વિસરી એ વાત, બની દાસી સેવું તમ સાથ-હવે.
બચપણ પૂઠળ યૌવન આવે, ચિત્ત ભ્રમને ચગડોળે ચઢાવે;
પ્રકટે જીવનનાં પ્રભાત, બની દાસી સેવું તમ સાથ-હવે.
છેલ્લી વૃદ્ધાવસ્થા આવે, સાંથી સહુ નિજપંથ સીધાવે;
અર્પ્યો મેં તમને હાથ, બની દાસી સેવું તમ સાથ-હવે.

**ચ્યવન**—જે સમયથી મેં તમારાં મધુર વચન સાંભળ્યાં છે, તે સમયથીજ મારો રોષ સમી ગયો છે; માટે હવે તમે તમારાં માત પિતા પાસે જાઓ, હું પ્રસન્ન થઇ રજા આપું છું.

**સુકન્યા**—મુનિરાજ ! હવે હું આપને છોડી કયાંઇ જવાની નથી, મેં આપને દ્રષ્ટિ વિનાના કર્યા છે તો હું જ આપની દ્રષ્ટિ બની સદા આપની પાસે રહી સેવા કરીશ.

**ચ્યવન**—પણ તે તમારાં માતા પિતા કબુલ કરશે ખરાં? જેને સંતાનમાં તમેજ એક પુત્રી છો.

**સુકન્યા**—નહિ કરે તો હું વિનવીશ, પણ આપવિના અન્યને નહિ વરું.

**ચ્યવન**—આ તમારી ભીષણ પ્રતિજ્ઞા છે, જન સમુહમાં મારી અને તમારી બન્નેની હાંસી થાય તેવી છે.

**સુકન્યા**—હું ઇચ્છિત પતિવરું એમાં અન્યને શું ! મારા પિતાની તો એવી ઇચ્છા છે.

**ચ્યવન**—તમારા પિતાની ઈચ્છા તો તમે યોગ્ય પતિથી લગ્ન કરો એવી છે, મારા જેવા વૃદ્ધ માટે નથી; માટે વરદાન માગો કે તમને યોગ્ય પતિ મળે.

**સુકન્યા**--આપ સિવાય મારે બીજો પતિ નથી જોતો, એવો વર આપો કે આપ મને યોગ્ય પતિ થાઓ; આપના અનુગ્રહથી મારો પીયર પરિવાર વૃદ્ધિ પામે, તે સિવાય મને બીજી ઈચ્છા નથી.

**ચ્યવન**—તથાસ્તુ.

**સુકન્યા**--બ્હેન લલિતા ! તું પિતાજી પાસે જઈ આ વધામણી આપ કે તમારી પુત્રી તમારા શ્રેય માટે ઋષિ પત્ની થઇ.

**ચ્યવન**--(સ્વાગત) આ રાજપુત્રીના મધુર વચનો મારી ચક્ષુ વેદના વિસરાવી દે છે, શું તપના ફળની આ પ્રાપ્તિ છે! તપ તો હું આત્માના ઉદ્ધારાર્થે કરતો હતો, ત્યાં આ ફળ શેનું સમજવું ! !

**લલિતા**--ઋષિ ! મારી સખી તમારે આશરે મૂકી હું જાઉ છું.

**સુકન્યા**--જાને એમાં કહેવાનું શું છે !

**ચ્યવન**--હજી વિચાર ફેરવાવો તો હું વધારે પ્રસન્ન થઇશ.

**સુકન્યા**--બોલ્યું અણબોલ્યું થાયજ નહિ, આપે મને શું ચલિત મનની જાણી ? મન વચન અને કર્મથી કદી પણ ખસવાની નથી એ નિશ્ચય માનશો; ભોગો તો ક્ષણિક છે પણ હું તો અવિચળ સુખની ઇચ્છાથી આપને વરું છું.

**ચ્યવન**—ભલે ત્યારે, તમારી તે મનવાંછના પૂર્ણ થાઓ.

**સુકન્યા**—પ્રાણપતિ ! હવે મારા મનને નિરાંત વળી.

**ચ્યવન**—શિવ ! શિવ !

અંતર આનંદ ચક્ષુ કરે પણ<br>
ચક્ષુ ગયે થયું સર્વ નકામું<br>
એવો થયો દોષ દ્રષ્ટિ તણો<br>
જેથી આ સુખ દ્રષ્ટિ વડે હું ન પામું.

**સુકન્યા**—મારા હાથથી થયેલા પાપના પરિતાપની શાન્તિ તો મને આપ દેવ વૈદને પ્રસન્ન કરવા તપ કરવાની આજ્ઞા આપશો તોજ થશે.

**ચ્યવન**—તમારી તેવી ઇચ્છા હશે તો તે પ્રમાણે કરવા હું રજા આપી મંત્ર બતાવીશ.

**સુકન્યા**—તો તો મારાં અહો ભાગ્ય માનીશ !

**ચ્યવન**—પણ તમારાં માતા પિતા હજી કેમ ન આવ્યાં ?

**સુકન્યા**—( દૂરથી દેખીને ) મારાં માતા પિતા આવી પહોંચ્યાં !

**ચ્યવન**—તમારાં માતા પિતાને મળો, પછી મારી પાસે લાવો.

**સુકન્યા**—જેવી આજ્ઞા (જાય છે)

**લલિતા**—(શર્યાતિ તથા રાણીને આવતાં વચમાં રોકીને)

**ગાયન**

એ....આવ્યું આ વધામણીનું ટાણુંરે (૨)<br>
સુકન્યા બ્હેને નીપજાવ્યું નામ કેરું નાણું.—એ.<br>
મિથ્યા વૈભવમાં મન ન રચ્યુંરે,

પરભવ કેરૂં સાધન સાધ્યુ રે;
કુળ માંહી કીધું જેણે કીર્તિ કેરું લ્હાણુંરે.—સુકન્યા.
હરિ ભજવાને આ જન્મારોરે,
કાળ ન રાખે કોઇનો ઉધારોરે;
કાલે તો કોણ જાણે કેવું વાશે વ્હાણુંરે.—સુકન્યા.

**સુશીલા**—તું આ ગોટાળું શું બોલે છે? તે હું સમજી શકતી નથી?

**લલિતા**—સુકન્યા બ્હેન ઇચ્છિત પતિ વર્યા, એ વધામણી આપું છું.

**સુશીલા**—કોને વરી!

**લલિતા**—ચ્યવન ઋષિને

**સુશીલા**—હેં! આ વધામણી કે મેલો!!

**સુકન્યા**—(આવીને) વધામણીજ માનો, મેં જે કર્યું છે તે વિચારીનેજ કર્યું છે, જેમાં તમારું અને મારું શ્રેય સમાયલું છે, માટે સાંભળી પ્રસન્ન થાઓ.

**સુશીલા**—પ્રસન્ન થાઉં કે ખાખ થાઉં! મારી લાડકવાયી એકની એક પુત્રી ઋષિ પત્ની થાય એતે કદી બને! મારે તો તને રાજરાણી બનાવવી છે, મારે દોહિત્રો ઋષિ નથી જોતો પણ રાજપુત્ર જુવે છે.

**સુકન્યા**—માતા! જે થવાનું હતું તે થઈ ગયું, હવે મિથ્યા નહિ થાય.

**શર્યાતિ**—શું! તું ઋષિને વચન આપી ચૂકી છું?

**સુકન્યા**—એકલું વચન નહિ પણ પ્રતિજ્ઞાય લઈ ચૂકી છું.

**સુશીલા**—અમને પૂછવાની રાહ પણ ન જોઈ, આ તારી કેવી બાળક બુદ્ધિ

**સુકન્યા**—બાળક બુદ્ધિ ગણો કે પ્રૌઢ! પણ જો પૂછવા રહી હોત તો આપ અત્યારે હયાત પણ ન હોત; માટે જે થયું તેથી સંતોષ માનો.

**શર્યાતિ**—(રાણીને) હવે તો હસ્તાંય પરોણો ને રોતાંય પરોણો!

**સુશીલા**—નહિ!! ઋષિને હું વિનવીશ! અને નહિ માને તો પ્રાણ આપીશ, પણ મારી પુત્રીને હું એમને નહિ

પરણાવું, મારા ક્યાં ભોગ લાગ્યા કે હું આને તેડી વન વિહાર કરવા આવી! (સુકન્યાને છાતી સરસી દાબીને) મારી લાડકી પુત્રી! તને વનમાં મૂકી જાઊં તેના કરતાં તો મારું હું મરણ ઉત્તમ માનું છું.

**સુકન્યા**—એ તમે વાત્સલ્ય પ્રેમને લઈ કહો છો પણ થયું ના થયું નહિ થાય, માટે હા પાડો; આપની કુખને શોભાવી ઉભય કુળ ઉજવળ કરીશ અને ઋષિના તપોબળથી જગતમાં સ્રીઓને પતિવ્રતપાણું બતાવીશ.

**સુશીલા**—તું ગમે તેવી મને ધારણા આપ પણ મારું મન કબુલ કરે તેમ નથી. (રુવે છે.)

**શર્યાતિ**—સુકન્યા વચન આપી ચૂકી છે, તો હવે ના કહેવાથી ઋષિ કોપાયમાન થશે.

**સુશીલા**—ભલે કોપાયમાન મારા ઉપર થાય, પણ આવું તે લગ્ન હોય! એટલું એ નહિ સમજે?

**સુકન્યા**—એ તો ના પાડે છે પણ હું પરાણે પરણું છું.

**શર્યાતિ**—આમાં ઋષિનો શું દોષ!

**લલિતા**—એમનો દોષ અજાણતાં આંખો ફુટી એ.

**સુકન્યા**—એ તો મારો દોષ, જેનું આ પરિણામ છે

**શર્યાતિ**—હવે ઋષિ પાસે તો ચાલો, એ જેમ કહે તેમ કર્યા વિના છુટકો નથી; નહિતર વળી બીજી આફતમાં આવી પડશું.

**પ્રધાન**—(જતાં જતાં) માંડ જીવતાં રહ્યાછીએ, હવે છેડવામાં સાર નથી; સુકન્યા બ્હેનની ઇચ્છાને અનુસરો. આપે ઇચ્છિત વર શોધવાતો બ્હેનને કહ્યું હતું.

**સુશીલા**—કહ્યું હતું તેથી આ રૂપાળો વર શોધી કાઢયો! મારા પગ તો ઋષિ પાસે જતાં ઉપડતા નથી, તમે જાઓ. (ઉભાં રહે છે.)

**શર્યાતિ**—સ્રી બુદ્ધિ પાનીએ, એવું કાં કરો? (ચાલે છે.)

**લલિતા**—(પછવાડે રહી) બ્હેન! જોયો વાત્સલ્ય પ્રેમ!

**જમનાં**—(લલિતાના કાનમાં હળવેથી) પ્રસુતિની પીડા જણનારી જાણે!

**ગંગા**—તુંય સાસરે ગયા પછી વાત્સલ્ય પ્રેમ અનુભવીશ, હમણાં મુંગી મુંગી ચાલી આવ.

**સુકન્યા**—(સખીને) માવતર અમીનો ઝરો છે એ લોક વાયકા ખોટી નથી, પણ નસીબ ફેરવવા કોણ સમર્થ છે!

**શર્યાતિ**—(સાંભળી) કોઈ નહિ, ભાવીજ આપણને અહિં ખેંચી લાવ્યું.

**પ્રધાન**—મહારાણી! મહારાજનું કહેવું ખરું છે, માટે પ્રસન્ન વદને મળશો.

**શર્યાતિ**—(ચ્યવન પાસે આવી) ઋષિરાજ! હું રાજા શર્યાતિ આપને પ્રણામ કરું છું.

**સુશીલા**—મહારાજ! હું પણ એમની ધર્મપત્ની આપને પ્રણામ કરું છું.

**ચ્યવન**—તમો બન્નેનું કલ્યાણ થાઓ.

**શર્યાતિ**—પ્રભુ! મારી પુત્રીને આપે અંગીકાર કરી તેથી અમે કૃતકૃત્ય થયાં છીએ.

**સુશીલા**—(સ્વગત) કૃતકૃત્ય થયાં છીએ કે દુઃખી! એ મારું મન જાણે છે, તમાચો મારી ગાલ લાલ ભલે રાખો!

**ચ્યવન**—તમારી પુત્રી સુશીલ છે, એના દુરાગ્રહથી હા પાડું છું, બાકી આ અવસ્થા લગ્ન કરવાને લાયક ન ગણાય.

**સુશીલા**—ઘણીએ ન ગણાય! (શર્યાતિ ઈશારાથી હાથ દાબી ચુપ રહેવા સમજાવે છે)

**સુકન્યા**—(ઈશારો કરો) માતા પિતા! આપની પુણ્યાઈ માનો કે મને ઋષિએ અંગીકાર કરી, એમના તપોબળથી હું આપનું કલ્યાણ સાધી શકીશ અને મારા જન્મનું પણ સાફલ્ય કરીશ.

**સુશીલા**—(સ્વગત) સાફલ્ય તો અત્યારેજ જોઈ લીધું, ઋષિની તો સાઠે બુદ્ધિ નાઠી છે પણ પુત્રી માનતી નથી ત્યાં કોને કહેવું!

**નારદ**—(અંતરીક્ષથી) ભજ ગોવિન્દમ્, ભજગોવિન્દમ્

**શર્યાતિ**—સમયાનુકૂળ નારદ મુનિનું આગમન થયું.

**નારદ**—(નીચે આવી) મુનિરાજ! વંદન કરું છું.

**ચ્યવન**—કલ્યાણ મસ્તુ.

**નારદ**—પૂર્વના યોગે બન્ને નેત્ર ગુમાવ્યાં કે?

**ચ્યવન**—પ્રારબ્ધ યોગે એમ બન્યું ખરું.

**શર્યાતિ**—તેથી મારી પુત્રી સુકન્યા, ઋષિની દ્રષ્ટિ રૂપ બની છે, તેનો હસ્ત મેળાપ કરી મને કૃતાર્થ કરો.

**નારદ**—( આશ્ચર્ય થઈ) ઋષિરાજ! રાજા શું કહે છે!

**ચ્યવન**—એમની પુત્રીને પૂછો.

**સુકન્યા**—હું મારી ઈચ્છાથી ઋષિની ધર્મપત્ની થાઉં છું.

**સુશીલા**—(સ્વગત) ઈચ્છાથી કે બ્હીકથી!

**નારદ**—(ધ્યાનથી જોઇ) શી કર્મ ગતિ!!

**સુશીલા**—એ શું બોલ્યા?

**નારદ**—એ ગુહ્ય બાબત હું અને ઋષિરાજજ જાણી શકીએ છીએ.

**સુશીલા**—એ ગુપ્ત પડદો કૃપા કરી ખોલશો તો મારા મનનું સમાધાન થશે.

**નારદ**—ન ખોલાય તેવો છે.

**ચ્યવન**—મારા કર્મનું આ પરિણામ છે, તમારી પુત્રીનો દોષ નથી.

**સુશીલા**—એ શી રીતે માનવું?

**ચ્યવન**—નારદજી! મહારાણીનો સંશય ટાળો.

**નારદ**—બહુ સારું, તમે કહેતા હોતો મને વાંધો નથી.

**શર્યાતિ**—(રાણીને) જોયું! ઋષિનું નિર્મળ અંતઃકરણ.

**નારદ**—રાજા! મનુષ્યને પૂર્વ જન્મના કર્મથી સુખ દુઃખ ભોગવવાં પડે છે, તે તો તમે જાણો છો.

**શર્યાતિ**—હા, એવું શાસ્ત્રવચન છે.

**નારદ**—આ ચ્યવન મુનિ પૂર્વ જન્મમાં શીબી દેશના રાજાના પરમમિત્ર હતા.

**ચ્યવન**—એ પુણ્યશાળી રાજા મને બંધુ સમાન ચહાતા હતા.

**નારદ**—તેમનાં ધર્મપત્ની ચંદ્રકળા પણ પતિમિત્રને ધર્મના ભાઈ જેવા ગણતાં હતાં.

**શર્યાતિ**—મિત્ર પત્નીને એમજ ઘટે.

**નારદ**—પૂર્વ જન્મનાં ઉત્તમ કૃત્યોને લીધે મુનિ કુળમાં આમનો જન્મ થયો અને નામાભિધાન ચ્યવન પડયું.

**ચ્યવન**—થોડા પુણ્યથી મનુષ્ય જન્મ મળતો નથી તેમાં વળી બ્રાહ્મણપણું દુર્લભ ! અને વળી ભરતખંડમાં જન્મ એ તો અતિ ઉત્તમ, તે આ જીવને પ્રાપ્ત થયાં છે.

**નારદ**—ચંદ્રકળા રૂપમાં ખરેખર ચંદ્રની કળા જેવાંજ હતાં, તેમને જોઈ આ મૂર્તિની બુદ્ધિ મોહવશ થઈ.

**શર્યાતિ**—એટલા માટેજ રૂપવતી સ્રીથી દૂર રહેવું.

**સુશીલા**—રૂપને લાંછન લાગતાં વાર ન લાગે !

**નારદ**—ચંદ્રકળાને નિરંતર જોવાથી આમની કામ વાસના તીવ્ર થતી ગઈ.

**શર્યાતિ**—એટલા માટેજ મિત્રની સ્રીના સમાગમમાં વિશેષ ન આવવું ઉત્તમ માન્યું છે.

**ચ્યવન**—ન માન્યું તો ભાન ભૂલ્યો,

**નારદ**—ચંદ્રકળા મનોભાવ જાણી ગયા છતાં પરિત્યાગ કરી શકયાં નહિ.

**સુશીલા**—પતિને ખોટું લાગે એમ જાણી !

**શર્યાતિ**—પણ પરિણામનો વિચાર કરવો જોઈતો હતો.

**નારદ**—ન જોયો એજ દોષ લાગ્યો.

**સુકન્યા**—એમાં એનો દોષ શાનો ? એનું મન તો શુદ્ધ હતું !

**નારદ**—શુદ્ધ ખરું, પણ સામાના મનોભાવ જાણ્યા પછી સતી સ્રીએ દૂર રહેવું એ નીતિ છે.

**સુશીલા**—દેવતાને દારું સાથે રહેવાથી ભડકો લઇ ઉઠે !

**સુકન્યા**—પછી ?

**નારદ**—પછી ચંદ્રકળા તે સુકન્યા.

**સર્વે**—હે ! ચંદ્રકળા તેજ સુકન્યા ! !

**ચ્યવન**—જે આંખ જેને જોઇ મોહ પામી હતી, તેણે આંખ ફોડી.

**સુશીલા**—એ તો ન્યાય થયો ગણાય.

**ચ્યવન**—તો અન્યાય કોણ કહે છે.

**સુશીલા**—તો પછી મિત્ર પત્ની તો બ્હેન ગણાય!

**સુકન્યા**—આ જન્મમાં નહિ, પૂર્વ જન્મની વાત પૂર્વ જન્મમાં રહી.

**નારદ**—જન્માન્તરમાં કોઈ ભાઇ બ્હેન થાય, કોઈમાં માતા પુત્ર થાય અને કોઈમાં પતિ પત્ની થાય, જેવાં કર્મ.

**ચ્યવન**—ચોરાશીલક્ષ જન્મ જીવના કહ્યા છે.

**નારદ**—જુદા જુદા જન્મ લઇ કર્મ બંધનથી છુટવાનું છે. એ દોષનું નિવારણ.

**સુશીલા**—ત્યારે સુકન્યાનાં કર્મ ઋષિની પત્ની થવાનાં છે?

**નારદ**—હા, પર પુરુષોના સમાગમમાં વિશેષ આવી મોહાસક્ત કરે, તેટલાના સંકલ્પ બળથી તેની પત્ની થવું પડે.

**લલિતા**—આ તો ગજબ! મારા સમાગમનો તો પાર નથી!

**સુકન્યા**—તો તેવું ફળ પામીશ.

**લલિતા**—નારે બ્હેન! હવેથી કોઈના સમાગમમાં વિશેષ નહિ આવું, પીટયાનાં મન પળમાં પલટે! એથી દૂર રહેવું સારું.

**શર્યાતિ**—તેથી સ્ત્રીને છૂટની શાસ્ત્રે મના કરી છે.

**સુશીલા**—શાસ્ત્ર બાંધનારે અનુભવ્યું હશે?

**નારદ**—શાસ્ત્ર બાંધનાર ત્રિકાળ જ્ઞાની હતા, તેણે વિચારીને મર્યાદા બાંધી છે.

**સુકન્યા**—એ મર્યાદાનો લોપ કરે, તે ફરી કર્મ બંધનમાં પડે.

**શર્યાતિ**—મુનિવર નારદ! તમે તત્વજ્ઞાનથી રાણીના મનનું સાન્ત્વન કર્યું પણ આ જન્મનાં પ્રેમ બંધન નથી છુટતાં તેથી પુત્રીના હિતાહિતનો વિચાર કરી માબાપ લગ્ન કરે છે.

**નારદ**—શાસ્ત્રની પણ એજ મર્યાદા છે.

**શર્યાતિ**—તો પછી આ લગ્ન કેવું ગણવું?

**સુકન્યા**—ઉત્તમ.
**નારદ**—(સ્વગત) કજોડું !!
**શર્યાતિ**—તારી ઈચ્છા છે તો અમે આડે નથી આવતા.
**ચ્યવન**—તો કરાવો હસ્ત મેળાપ.
**નારદ**—તૈયાર છું.
**શર્યાતિ**—સુકન્યા ! તને વિશેષ શિખામણ દેવી પડે તેમ છે નહિ, અમે તને ઉત્તમ ગુણોથી શણગારી છે તોપણ પિતૃધર્મથી કહું છું તે ગ્રહણ કરજે.

કદી કોપે સ્વામી, સહનશીલ થજે હિત ગણી,
વખાણે જો વાતે, છલકતી નહિ નિજ ગુણગણી;
સદા સાનતાવાળી, પરમ પ્રભુ ગણી પૂજન કરે,
સુકન્યા વિમળથી, પતી થકિ ભવસાગર તરે.

**સુકન્યા**—આવો ઉપદેશ માબાપ વિના કોણ આપે !
**નારદ**—(બન્નેના હસ્ત મેળવી)

ચક્ર ઉભય ભવ રથનાં, સાથે રહીને જન્મ સાફળ કરજો;
પ્રેમ પરસ્પર પામી, સદા દંપતી ઉત્તમ વર વરજો.

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—ઋષિ આશ્રમ.

**પાત્ર**—શિવદત્ત, વિશ્વેશ્વર, હરિદત્ત કરૂણાનંદ, સત્યવાન, ગાતમ.
**શિવદત્ત**—અલ્યા વિશ્વેશ્વર ! રાજા દ્યુમત્સેન આપણા આશ્રમમાં આવ્યા છે, ત્યારથી આપણા આશ્રમમાં આનંદ આનંદ વર્તાઈ રહયો છે.
**વિશ્વેશ્વર**—ખરેખર એમજ છે, આશ્રમે જાણે નવીન આભૂષણો ધારણ કર્યાં હોય તેવો સુશોભીત દેખાય છે.
**હરિદત્ત**—ભાઈઓ ! ઋષિ કુમાર કરતાં રાજ કુમારનો વૈભવ વિશેષ જણાય છે, આપણે તો એની આગળ કાંઇ ગણતીમાં નથી, હું તો તેનો ઠાઠ જોઇને છક થઇ ગયો છું.
**કરુણાનંદ**—મને તો એની પાસે રહેવું બહુ ગમે છે, કેવો એ વિનયી છે !

# सुकन्या-सावित्री नाटक



ચ્યવન-સુકન્યાનો હસ્તમેલાપ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

**હરિદત્ત**—એ બધો શહેરમાં નિવાસ કર્યાનો પ્રતાપ.

**શિવદત્ત**—અરરર! શહેર કેવું હશે! મને તો એ જોવાનું મન થયું છે.

**કરુણાનંદ**—કહે છે ત્યાં તો રહેવાને માટે મોટી મોટી હવેલીયો હોય છે, આપણા જેવી પર્ણકુટી નથી હોતી.

**શિવદત્ત**—પર્ણકુટી નહિ તો હવેલીયો કેવી હશે?

**હરિદત્ત**—તેમાં રહેવામાં ભારે મઝા હશે! અહિં તો શીયાળામાં ઠરીએ, ઉન્હાળામાં બળીએ, અને ચોમાસામાં પલળીએ. ત્રણે ઋતુ દુઃખદાયી!

**વિશ્વેશ્વર**—અહિં તો પહેરવાને મૃગચર્મ, ખાવા વનફળ, ને ફરવા જંગલ, તેમાં તે શું સંતોષ મળે!

**શિવદત્ત**—ત્યાંતો કહે છે કે ભાતભાતનાં રોજ મિષ્ટ ભોજન ખાવા મળે છે.

**કરુણાનંદ**—અરે! ત્યારે તો ખાતાં ધરાઇએજ નહિ.

**હરિદત્ત**—ધન્ય ભાગ્ય છે શહેરમાં રહેનારનાં!

**શિવદત્ત**—અપાર પાપ છે અરણ્યમાં વસનારનાં, પિતાજીને કહી આપણે તો એ રાજકુમાર સાથે શહેર જોવા જાશું, કેમ તમે આવશોને?

**કરુણાનંદ**—(આંગળીથી બતાવીને) અરે! એ રાજકુમારજ આપણી તરફ આવે છે, તેને પૂછી જોઈએ કે અમને તમારી સાથે લઈ જશો.

**હરિદત્ત**—(જોઈને) એનો દેખાવ કેવો મોહક છે!

**સત્યવાન**—(પ્રવેશ કરીને) મુનિકુમારો! વંદન કરું છું.

**કરુણાનંદ**—કલ્યાણમસ્તુ.

**સત્યવાન**—આજે અમે અમારી રાજધાની તરફ જવાના છીએ, માટે તમારી રજા લેવા આવ્યો છું; તમારા પરિચયથી મને બહુ સંતોષ થયો છે.

**શિવદત્ત**—અમને પણ તમારા પરિચયથી નવી લાલસા ઉત્પન્ન થઈ છે.

**સત્યવાન**—શું થઈ છે? કહી દો તે પૂર્ણ કરવા હાજર છું.

**કરુણાનંદ**—અમારે તમારું શહેર જોવું છે, ત્યાં નવું નવું જોવાનું બહુ હોય છે; તે જીજ્ઞાસા અમારી પૂર્ણ કરશો.

**સત્યવાન**—ઋષિરાજની રજા મેળવો તો તેડી જાઉં.

**શિવદત્ત**—તે રજા નહિ આપે તો પરાણે લેશું.

**સત્યવાન**—પરાણે રજા માગો તો અમે દોષિત થઈએ, માટે તેમ કરશો નહિ; ગુરુને વિનયથી વિનવી રજા મેળવજો.

**શિવદત્ત**—ભલે તેમ કરશું.

**કરુણાનંદ**—(સત્યવાનના ગળામાં મોતીની માળા છે તે બતાવીને) આ માળા તમારી ડોકમાં છે તે શેની હશે? અમારી માળા કરતાં તે ભારે ચળકે છે!

**સત્યવાન**—તમને તે પહેરવાનું મન થતું હોય તો લ્યો, તે પહેરો. (કાઢી આપે છે.)

**કરુણાનંદ**—( જોઈ રાજી થવાના ચાળા કરે છે તથા પહેરે છે )

**હરિદત્ત**—આ વસ્ત્ર ચકચકિત દેખાય છે તે શાથી હશે?

**સત્યવાન**—લ્યો, એ તમે ધારણ કરો. (આપે છે)

**શિવદત્ત**—આ માથે છે તે શું કહેવાય?

**સત્યવાન**—એ મુગટ કહેવાય તે તમે પહેરો. (આપે છે)

**કરુણાનંદ**—વાહ વાહ! રાજકુમાર! તમે તો બહુ ઉદાર છો.

**સત્યવાન**—આ તમે પહેરો. (ડગલો ઉતારી આપે છે) મારા રાજ્યમાં તમે આવશો, ત્યારે આથી પણ વિશેષ મૂલ્યવાન આપીશ.

**શિવદત્ત**—તોતો તમારું કલ્યાણ થાઓ, અમે તો આ મૃગચર્મ ઉપાડી ઉપાડીને કાઇ ગયા છીએ.

**હરિદત્ત**—આ વલ્કલ તો પીડારૂપ છે. ( જમીન પર નાંખી દે છે)

ઋષિકુમારો— **ગાયન**

કુમાર બન્યા કેવા રાજાના કુમાર! (૨)
મોટા મોટા મણકા વાળી, માળા ગળામાં ઘાલી;
મેં આજ અહિં નિહાળી, ચળકે બે સુમાર—કુમાર.
અમે ધર્યો તાજ માથે, ઉપાડયાં ચર્મ હાથે;
છે તુંબી પાત્ર સાથે, શોભાનો નહિ પાર—કુમાર.
જાણે જડયા ઝીણા તારા, જણાય ન્યારા ન્યારા;
જામો કરે ઝબકારા, બહુ તેજનો અંબાર—કુમાર.

**સત્યવાન**—(સ્વગત) ઋષિ કુમારો રાજ્ય જનોના પરિચયમાં આવવાથી મૂળ સ્વરૂપ વિસરી ક્ષણિક પદાર્થોમાં લોભાણા છે, રજોગુણોનું કેવું પ્રાબલ્ય છે! નિર્દોષ સ્વચ્છ અંતઃકરણનાને પણ ચલિત કરે છે.

**શિવદત્ત**—અહિં તો વેદાધ્યયન કરી અમારી જીભ થાકી જાય છે, તેવું તમારે નહિ કરવું પડતું હોય?

**સત્યવાન**—અમારે પણ વિદ્યાભ્યાસ તો કરવો પડે છે, ફરક એટલો કે અમારે રાજનીતિ શીખવાની અને તમારે વેદનું પઠન કરવાનું.

**કરુણાનંદ**—અરે! પણ અમારે તો રોજ સમિધના લાકડાં વીણવા વનેવન અથડાવું પડે છે, તેવું તો તમારે નહિ ના?

**સત્યવાન**—અમારે પણ વનમાં મૃગયા રમવા જવું પડે છે, જંગલી પ્રાણી વાઘ વરુનો નાશ કરી, પ્રજાને તે ત્રાસમાંથી મુક્ત કરવા જંગલે જંગલ આથડવું પડે છે.

**શિવદત્ત**—પણ તે તો અશ્વપર સ્વારી કરીને ના?

**સત્યવાન**—હા તે ખરું, ફરક માત્ર એટલો કે તમારે સાત્વિક કામો કરવાનાં ને અમારે રાજસી કરવાનાં.

**હરિદત્ત**—રજોગુણી કાર્યો કેવાં હશે તે જોવાની ઇચ્છા થઈ છે, માટે અમને સાથે લઈ જાઓ તો તમારો પાડ.

**ગૌતમ**—(પ્રવેશકરી ઋષિકુમારોને જોઇને) આ મર્કટ ચેષ્ટા શું માંડી છે? રાજકુમારનાં લુગડાં ઉતરાવ્યાં કે?

**સત્યવાન**—મેં મારી ખુશીથી આપ્યાં છે.

**ગૌતમ**—પણ આ રાજ ચિન્હ તો તમનેજ શોભે, આ ભક્ષુકોને હાસ્ય જનક દેખાય છે; અલ્યા મૂર્ખાઓ! એ પાછાં આપો, આપણને તો વલ્કલ શોભે.

**સત્યવાન**—પણ દાન કરેલું હું પાછું કેમ લઉં!

**ગૌતમ**—ધન્ય છે ક્ષત્રિય પુત્ર! ધન્ય છે તને! યોગ્ય ઉત્તર આપ્યો, જે રાજા દાનેશ્વરી નથી તે શુષ્ક પ્રજા પર શાપ સમાન છે.

**સત્યવાન**—પ્રજાનું પાલન કરવું એ અમારો મુખ્ય ધર્મ છે, આપ જેવા તપોધનોની સેવા કરવામાં ધનનો સદુપયોગ કરવો એ અમારું કર્ત્તવ્ય છે.

**ગૌતમ**—સત્ય છે, જે રાજા એ ત્રણ ગુણથી વિમુખ હોય છે, તે કીર્તિવંત થતો નથી; લોભીનું ધન એળે જાય છે અને તે અધોગતિને પામે છે, પ્રજાનો રક્ષકજ જો ભક્ષક બને તો પછી તે દેશની દુર્દશા સિવાય બીજું શું થાય.

**શિવદત્ત**—ગુરુજી ! અમને શહેર જોવાની જીજ્ઞાસા થઇ છે, માટે રાજકુમાર સાથે તેના નગરમાં જવાની રજા આપશો.

**ગૌતમ**—નગરમાં જઇએ તો કર્મ ભ્રષ્ટ થઇએ.

**સત્યવાન**—તેમની જીજ્ઞાસા પૂર્ણ કરવામાં પ્રતિબંધ ન હોય તો રજા આપશો.

**ગૌતમ**—આ જંગલીઓ શહેરમાં લઈ જવા જેવા નથી, રાજ ભુવનમાં મર્કટ ચેષ્ટા કરી નુકસાન કરે તેવા છે.

**હરિદત્ત**—પણ અમે શહેર જોયા વિના રહેવાના નથી, રાજી ખુશીથી રજા નહિ આપો તો નાશી જઈશું.

**ગૌતમ**—વાહ ! ઠીક વિનય શિખ્યા છો, મૂર્ખા ઢોર નહિ તો !

**શિવદત્ત**—ઢોર કહો કે ચોર કહો પણ અમે તો જવાના.

**ગૌતમ**—રાજ્ય જનોના થોડા પરિચયમાં આવવાથી બુદ્ધિમાં ફેરફાર થયો, તો વિશેષ પરિચયથી બુદ્ધિ ભ્રષ્ટ થાઓ; પણ તમને અહિં શહેર બતાવું તો કેમ ?

**કરુણાનંદ**—અહિં શી રીતે બતાવશો ! અમારે તો ત્યાં હાથી જોવા છે, ઉંટ જોવાં છે.

**હરિદત્ત**—અરે અમારે તો શહેરનાં ગધેડાં પણ જોવાં છે.

**ગૌતમ**—એ બધું અહિં બતાવું તો ?

**સત્યવાન**—તો તો બતાવોને, પછી જવાની જરુર નથી.

**કરુણાનંદ**—તો ભલે ચાલો બતાવો.

**સત્યવાન**—ગુરુ ! બતાવશો, ખરું કહો છો ?
**ગૌતમ**—તમારી ઇચ્છા હશે તો બતાવશું.
**સત્યવાન**—તો તો અલભ્ય લાભ મને પણ મળે.
**ગૌતમ**—જરુર, ચાલો. (સહુ જાય છે)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સાવિત્રીનું રાજ્યભુવન.

**પાત્ર**—સાવિત્રી, માલતી, માધવી, સખીઓ, પાછળથી અશ્વપતિ તથા માલવી.

**સખીઓ**— ગાયન

એ...રજની ! શરદની રળીયામણીરે;
રહી ખીલી રૂપાળી ચંદની આકાશે રહી ખીલી.
એ...વૃષ્ટિ વર્ષાવે અમૃત તણીરે,
રેલ જામી ઉરમાંહી આનંદની; હાંહાંરે રેલ જામી.
એ...ઠરે નયનો નિહાળી પ્રકાશ (૨)
હર્ષઘેલાં હૈડાં કહે હાશ;
ઝલક શ્વેત શી છવાઇ (૨) ખીલી.

**સાવિત્રી**—(પ્રવેશ કરી)

ચંદ્ર વિના સજની નહિ, રજનીને સન્માન;
સજની ! શું સમજી કરો રજનીનાં ગુણગાન.

**માલતી**—સખી ! ધન્ય છે તારા ચાતુર્યને ! તારી આવી કવિત્વ શક્તિ જોઈ અમે તો આશ્ચર્ય પામીએ છીએ !
**માધવી**—પણ એનો વ્યંગાર્થ સમજી ?
**સાવિત્રી**—સખી ! તમને સર્વને રજનીનાં વખાણ કરતાં જોઇ મને સહુજ જ એ વાક્ય બોલવાની પ્રેરણા થઈ, એમાં કદાચ વ્યંગાર્થ હશે તો પણ જાણી જોઇને રાખ્યો નથી.
**માધવી**—ગરબાની પાદપૂર્તિ તો એમણે ચંદ્રમાંજ સમાવી.
**માલતી**—ચંદ્રિકાનું મન તો ચંદ્રમાંજ સમાય, એને બીજું સમાવાનું સ્થાન ક્યું.
**માધવી**—સખી ! ખરેખર અમને તો તું આકાશમાંથી ભૂલી પડેલી ચંદ્રિકાના જેવીજ જણાય છે.

**માલતી**—તારા વાકયનો વ્યંગાર્થ અમે સમજ્યાં છીએ.

**સાવિત્રી**—તમે મારા વાકયમાંથી શો વ્યંગાર્થ કાઢયો ? અને તેથી તમે શું સમજ્યાં ?

**માલતી**—ચંદ્ર એટલે પતિ અને એના વડેજ સ્ત્રી શોભે છે, કેમ બા ! ખરું કે ખોટું ?

**સાવિત્રી**—તમને સહુને પરણુવાનાજ વિચાર આવતા જણાય છે.

**માલતી**—બા ! પરણુવું કોને ન ગમે ?

**માધવી**—સહુને ગમે.

**સાવિત્રી**—પણ કેવા વરથી ?

**માલતી**—માબાપ વરાવે એવા.

**સાવિત્રી**—ત્યારે માધવી ! તને ?

**માધવી**—મને નસીબ સંયોગે મળે તે ખરો.

**સાવિત્રી**—પણ પરણ્યા પછી મેળ ન મળેતો ?

**માલતી**—પરણ્યા પછી મેળ એની મળે.

**સાવિત્રી**—પણ તમને સહુને મન ગમતો પતિ મળે તો તેમાં રાજી ? કે માબાપ ગમે તેવાને હાથ સોંપે તેમાં રાજી ?

**માધવી**—મન ગમતો પતિ કોને ન ગમે ! પણ પતિની પસંદગીમાં બા ! આપણે શું સમજીએ.

**અશ્વપતિ**—(માલવી સહિત પ્રવેશ કરી) આપણુાને જોશે તો સર્વ શરમાઇ જશે અને એમના રંગમાં ભંગ થશે, એ મને ઠીક લાગતું નથી; માટે છુપાઈને તેમની ચેષ્ટા જોઈએ.

**માલવી**—મને પણ એમજ કરવું ઉત્તમ લાગે છે, સમાન વયની સહચરીઓના ઉદ્ગાર સાંભળીએ.

**માધવી**—પણ તને કેવો વર હોય તો ગમે ?

**માલતી**—સહુ પોત પોતાનું કહે તો હું મારું કહું.

**સાવિત્રી**—હા, સહુ કહેશે, પ્રથમ તું તારું કહે ?

**માલતી**—તરૂણવય ગુણિયલ રૂપાળો,
ક્ષમા વિનય શિલ સંપત્ત વાળો;
દોષ અલ્પ દિલમાં નવ લાવે,
એવો પ્રિયતમ મુજને ભાવે.

**સાવિત્રી**—અલી ! તને ?

**સખી ૧ લી**—ગુપ્ત સાન સમજે સમજાવે,
મીઠી નજરમાં નજર મીલાવે;
ભૂરકી નાંખી ભાન ભૂલાવે,
એ મોહન મારે મન ભાવે.

**સાવિત્રી**—હવે તું કહે ?

**સખી ૨ જી**—પુણ્ય થકી ભવ પાર ઉતારે,
સદા કુળની લાજ વધારે;
પરાક્રમી શૂરવીર રણ ધીરો,
એ મારી નણદીનો વીરો.

**માધવી**—(ત્રીજી સખીને) અલી નાની ! હવે તું કહે ?

**સખી ૩ જી**—ખાન પાન ખુબ ન્યારાં ન્યારાં,
મળે વસ્ત્ર આભૂષણ સારાં;
જે ઘેર ધાર્યું મારું થાય,
એ વરને મન મારું ચ્હાય.

**માલતી**—હવે તું રહી.

**સખી ૪ થી**—હુકમ કરું સહુ કહે શેઠાણી,
મળે દુધ કહેતામાં પાણી;
ખમા ખમા મુખથી બોલાય,
એ ઘરને મન મારું ચ્હાય.

**માધવી**—હવે તું કહીદે ?

**સખી ૫ મી**—જેનું જ્યાં અંજળ ત્યાં જાય,
ભલે બ્રાન્તિમાં ગોથાં ખાય;
કણાગરી દીકરીને ગાય,
આણ બોલી દોરે ત્યાં જાય;

**માધવી**—બ્હેન ! જો આ મારા વિચારને મળતી આવી, જ્યાં જઈએ ત્યાં પ્રારબ્ધ બે ડગલાં આગળને આગળજ છે.

**સાવિત્રી**—તે ખરું, પણ પ્રારબ્ધ ઉપર આધાર રાખી સ્ત્રી પુરુષે એક બીજાના ગુણ દોષ જાણ્યા વિના ગુંથાવું; એ તો કેવળ મૂર્ખતાજ છે.

**માલતી**—તમે રાજપુત્રીઓ જેમ કરો તેમ પોષાય, પણ અમારે તો માબાપની હાએ હા કરવી પડે.

**સાવિત્રી**—માબાપ પુત્રીના હિતાહિતનો વિચાર કરે છે ખરાં, પણ તેમાં આપણી સંમતિ લેતાં હોય તો કેવું સારું.

**માલતી**—કાંઈ ખોટું નહિ, બાપુને સમજાવી કાયદો કરાવોને તો સહુને સુખ થઈ જાય.

**અશ્વપતિ**—સાંભળી બાળઃ ચેષ્ટા !

**માલવી**—બાળ લગ્ન તો અવશ્ય અટકાવવાં જોઈએ.

**સાવિત્રી**—રાજપુત્રીઓ માટે સ્વયંવર સર્વોત્તમ છે, તો પણ પ્રથમથી તેના ગુણ દોષનું બરાબર અવલોકન કર્યા પછી વરમાળ આરોપાય તો પાછળથી પ્રશ્ચાત્તાપ ન થાય.

**માલતી**—ત્યારે હવે તમે; શું ધાર્યું તે તો કહો ?

**માધવી**—માલતીએ ઠીક પ્રશ્ન કર્યો.

**સાવિત્રી**—મેં જે ધાર્યું છે તે હજી મારા મનમાં છે; અનુકૂલ પ્રસંગે મારા વિચાર મારાં માબાપને જણાવીશ ત્યારે તમે પણ જાણજો.

**માધવી**—વાહરે શાણી ! સૌના મનની વાત તેં જાણી, પણ તારી તું કોઈને કહેતી નથી.

**સાવિત્રી**—સ્ત્રીનું ખરું સુખ તેના પોતાના સ્વામિમાં સમાયલું છે, તેનાથી સંસાર સુધરે છે, અને તેનાથીજ બગડે છે; માટે ગુંથણી જો યોગ્ય ગુંથાય તોજ આ સંસારની બલિહારી બોલાય.

**માલવી**—(પ્રવેશ કરી) બેટા ! તું કેવી ગુંથણીને યોગ્ય ગણે છે ?

**સાવિત્રી**—( ચમકીને ) કોણ માતુઃશ્રી ! ( શરમાઈ નીચે જોઈ ) તમે અમારી ચેષ્ટા સાંભળી ?

**અશ્વપતિ**—( પ્રવેશ કરી ) અમે બન્નેએ સાંભળી.

**માલવી**—પણ સાંભળવાથી અમે નારાજ થયાં નથી, અમે તારી ઈચ્છાનુસાર કરવા ખુશી છીએ.

**માલતી**—બ્હેન ! હવે શરમાઓ છો શા માટે, કહી દ્યોને જે કહેવાનું હોય તે.

**સાવિત્રી**—બેસ બેસ ડાહીલી ! મર્યાદાનું ઉલ્લંઘન થાય.

**અશ્વપતિ**—પુત્રી ! તું સમજે છે કે લગ્ન સંબંધ એ કરાર નથી, પરંતુ એક પવિત્ર બંધન છે, અને તે બંધનથી બંધાઈનેજ સ્ત્રી પુરુષ એક બની રહે છે, માટે હવે હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે તમને દેશાટન કરવા મોકલવાં, અને પ્રવાસ કરતાં જે રાજકુમાર તમને તમારે યોગ્ય લાગે, તેની સાથે તમારું પાણિગ્રહણ કરાવવું.

**માલવી**—બ્હેન ! તને વિદ્યાભ્યાસ કરાવ્યો, હવે દેશાટન કરાવી દેશ વિદેશની રીત ભાતથી વાકેફ કરવી, એટલુંજ બાકી હતું, તે આ નિમિત્તે પૂરું થશે.

**અશ્વપતિ**—આ મહત્વનું કાર્ય એજ પ્રયાસથી ઉત્તમ પ્રકારે પાર પડશે, માટે શત્રુશલ્ય તથા વીરમિત્રને સાથે લઈ હું તમને પ્રવાસે નીકળવાની આજ્ઞા કરું છું.

**સાવિત્રી**—પિતાજીની આજ્ઞા હું શિરપર ચઢાવું છું.

**અશ્વપતિ**<br>**માલવી** }—(બન્ને જાય છે)

**સખી ૨ જી**—વાહ બ્હેન ! તમારા લગનની રીત તો કાંઇ નવલીજ જોઇ.

**સાવિત્રી**— ગાયન

લગન તે શું સમજો છો ખેલ સાહેલી !
ગુંચવણી સમજવી નથી એની સહેલી;
મૂકયાં દાવે દુઃખને આનંદ હેલી,
ભાવિ તણો ખેલ શકે કોણ ખેલી.

**સખીયો**—

ભોગી તણી સાથે બની જાવું ભોગી,
રોગી તણી સંગે રહી કરવો નિરોગી;

પ્રારબ્ધે જે મેળવ્યો ભોગી કે રોગી,
ભોગવવાં તે સુખ દુઃખ થઇને સંયોગી.

**સાવિત્રી—**

મ્હાએ બાળા ભોળી બની ભવ બાળે,
મ્હાએ પૂર્વ જન્મનાં પાપ પ્રજાળે;
નથી ફળ લેવાનું એકે ઉછાળે,
મોતી તો પાકેછે ઉંડે પાતાળે.—લગન.

(સર્વે જાય છે.)

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રસ્તો.

**પાત્ર—ઉલ્લુસિંહ, ગરીબદાસ (પાછળથી) તર્કટશંકર.**

**ઉલ્લુસિંહ—**

**ગાયન.**

ભાઈ ભાઇ ! ભુંડો વાંઢાનો અવતાર,
સ્ત્રી વિના કહેવાય સુનો સંસાર.—ભાઇ.
વાંઢા ઉપર વિશ્વાસ ઝટ નાવે,
વ્હેમીલા લોક વ્હેમ કંઇ કંઇ લાવે;
નિત્ય નવા જુદ્દા ઉઠાવે.—ભાઇ.
"ભરવાં કરવાં પાણી છાણી,
ઝાટકવા નિત્ય દાણો દુણી;
રજ્યો રોટલો બાળી ખાતાં,
આંખોમાં નિત્ય ભરાય ધૂણી."
એકલા રહ્યામાં દીઠો ન કાંઇ સાર.—ભાઈ.

**ગરીબદાસ**—ભાઇ ! હું તો જાણું છું કે કુંવારા રહેવામાં જેવી સ્વતંત્રતા છે, તેવી પરણ્યા પછી રહેતી નથી.

**ઉલ્લુસિંહ**—કુંવારા રહી આવી સ્વતંત્રતા ભોગવવી તેના કરતાં પરણીને પરતંત્ર થવાતું હોય તો ભલે થવાય, વાંઢાનો તે કાંઈ મનખો છે, જ્યાં જઈએ ત્યાં નફરખંદામાં ખપીએ, માટે મારો વિચારતો પરણવાનો થયો છે.

**ગરીબદાસ**—ત્યારે આજ સુધી કુંવારા શા માટે રહ્યા?

ઉલ્લુસિંહ—રાજી ખુશીથી તો કોઈ થોડુંજ કુંવારું રહે છે, અમારી ન્યાતમાં કન્યાની રહી અછત, એટલે દોકડા ગણ્યા વિના કોઈ દીકરી આપે નહિ.

**ગરીબદાસ**—તો દોકડા ગણીને પરણવું હતું.

ઉલ્લુસિંહ—પણ તે લાવવા કયાંથી! કન્યા વિક્રય એટલો મોટો છે કે નામ સાંભળીને મારા તો હાજાજ ગગડી જાય છે, આખી જીંદગી કમાઉં તો પણ પૂરું ન થાય એવું છે.

**ગરીબદાસ**—તમારા કરતાં અમારી ન્યાતમાં એ વાતનું સુખ છે, કન્યાની રહી છત એટલે દોકડા ગણનાર કોઈ મળેજ નહિ.

ઉલ્લુસિંહ—ત્યારે તમે શાથી ભૂલ ખાધી કે કુંવારા રહ્યા?

**ગરીબદાસ**—અમારા કર્મે! નાતરીયા વર્ણ રહી એટલે બેને મળતી રાસ ન આવે તો છેડા છુટકો કરતાં વાર નહિ. વળી આપણી પ્રકૃતિ રહી જરા શાન્ત, એટલે કોઈ કજિયાળી મળે તો આખો દહાડો કંકાસ અને કવરાવે, તેથી કુંવારાજ રહ્યા.

ઉલ્લુસિંહ—એમ બાયડીની બ્હીકે કાંઈ કુંવારા રહેવાય! તમે તો મોટી ભૂલજ કરી.

**ગરીબદાસ**—અરે ભાઈ! ભૂલ નથી કરી, મહા મહેનતે થોડી ઘણી પુંજી ભેળી કરી છે, તે કુભાર્જા વખતે લઈને ચાલતી થાય તો કોને કહું; માટે મુડી સાચવીને બેઠો છું, અને અમન ચમન કરું છું.

ઉલ્લુસિંહ—છતે પસે કુંવારા રહેવું એ તે કાંઈ અમન ચમન કહેવાય! મારે તો માયા મુડીમાં હુંજ છું, બાકી તમારા જેટલા (તર્જની સાથે અંગુઠો હલાવી) મારી પાસે હોય તો કયારનો એ ઘર માંડી બેઠો હોઉં; તમારી પેઠે બેઠા બેઠા મુડીને પંપાળુ નહિ.

**ગરીબદાસ**— દામ તે કાંઈ રસ્તામાં ફેંકી દેવાય છે !

**ઉલ્લુસિંહ**— ફેંકી દેવાતા નથી તો મુવા પછી સાથે પણ થોડા લેતા જવાય છે, કાંતો ગાંઠેથી ખોવાઇ જાય, કે ચોર ચોરી જાય, કાંતો અગ્નિમાં બળી જાય, કે જળમાં ડુબી જાય, હરેક પ્રકારે એનો નાશ થાય કાંઈ પુણ્ય દાન કર્યું હોય તો તે સાથે આવે બાકી કાંઈ નહિ.

**ગરીબદાસ**—તે તો હજી હવે કરવાનું છે, પૈસા ભેળા કરતાં કરતાં આધેડ વય થઈ ગઈ, એટલે હવે પરણે તરની કન્યા તો ન મળે, ઘરઘું તો મળે ખરી.

**ઉલ્લુસિંહ**—તો ઘરઘો, પણ જન્મારો એળે જાય છે તેનું કાંઇ કરો તો સારું, મનુષ્ય જન્મ લઈ કાંઇ સાર્થક નહિ કરો તો અવગતિયા થશો; પછી મુડી બુડી કાંઈ કામ નહિ આવે સમજ્યા.

**ગાયન.**

જે હાથે તે સાથે કહેવાય, (૨)
રહે પડયું પાછળ તે પિત્રાઈ ખાય, (૨)
હાથે તો પુણ્યદાન કાંઇ ન કીધું,
પોતે ન ખાધું કે ખાવા ન દીધું;
દમડી સાટે જીવ જાય, તમારો એક
દમડી સાટે જીવજાય,—રહે.

**ગરીબદાસ**—

કોને માટે હું મજુરી કરું છું,
પશુની પેઠે રોજ પેટ ભરું છું;

**ઉલ્લુસિંહ**—

ધમ્યું સોનું ધૂળ થાય, તમારું ધમ્યું સોનું
ધૂળ થાય.—રહે.

**ગરીબદાસ**—ત્યારે એ સંબંધી વિચાર કરવા આપણે ઘેર ચાલો.

**ઉલ્લુસિંહ**—વાંઢાનું તે કાંઇ ઘર કહેવાય ! એનું તો મુસાફર ખાનું, માત્ર પાંચ સાત ભેળા થઈ અલક મલકની વાતોનાં ગપ્પાં સપ્પાં મારી મોંઢાની મોળ

ઉતારે એજ, બાકી સ્ત્રીના હાથથી બનાવેલી રસોઈ જ્યારે જમીએ, ત્યારે તે ભોજન કર્યું કહેવાય, નહિ તો પેટ ભર્યું કહેવાય, અને સ્ત્રીએ બીછાવેલી સેજ ઉપર જ્યારે સૂઈએ, ત્યારે પોઢયા કહેવાય, નહિ તો પડી રહ્યા કહેવાય; યાર! સ્ત્રીનાં સુખ તે કેટલાં વર્ણવું! એનો પાર આવે તેમ નથી.

**ગરીબદાસ**—હા! પણ એ બધું તો જો સ્ત્રી સારી મળી હોય તો, બાકી કુભાર્યાથી પાનું પડયું હોય તો આથી પણ ભુંડા હાલ થાય.

**ઉલ્લુસિંહ**—એટલા માટે હું તો રોજ ન્યાત ગોરને કીધા કરું છું કે કોઈ સારી હોય તો ચોકઠું બેસાડી આપે, એણે આશા તો આપી છે.

**ગરીબદાસ**—ત્યારે પ્હેલા તમે પરણો, પછી હું વિચાર કરીશ.

**ઉલ્લુસિંહ**—પરણવું તો બેયે સાથે, નહિ તો વાંઢાને પરણેલાની દોસ્તી નભે નહિ.

**ગરીબદાસ**—અરે ન નભે શું!

**ઉલ્લુસિંહ**—ખરું કહું છું, આજ સુધી આપણે એક બીજાને ઘેર જઈએ આવીએ છીએ ને જેવો હેતભાવ રહે છે, તેવો પરણ્યા પછી ન રહે.

**ગરીબદાસ**—કારણ?

**ઉલ્લુસિંહ**—કારણ એજ કે તમે પછી લપરૂપ થાઓ.

**ગરીબદાસ**—લપરૂપ થઈશું તો નહિ આવીએ.

**ઉલ્લુસિંહ**—એટલા માટેજ કહું છું કે બેયે સાથે પરણવું.

**ગરીબદાસ**—પણ એવી કોઈ મળે તો પરણીએ ના!

**ઉલ્લુસિંહ**—એતો મળી રહેશે, ગોર મહારાજ તમારું પણ ચોકઠું બેસાડી આપશે; લાલચ આપશું તો.

**તર્કટશંકર**—(પ્રવેશ કરી) કેમ ઉલ્લુસિંહ! હમણાં કયાં વસોછો?

ઉલ્લુસિંહ—અમારાં તે કાંઈ ઠામ ઠેકાણું હોય છે, જ્યાં અસુરુ થાય ત્યાં રાત રહીએ.

તર્કટશંકર—હાસ્તો, ઘેર થોડીજ વાટ જુવે તેમ છે !

ઉલ્લુસિંહ—તમે મહેરબાની કરો તો રખડતા મટીએ, બાકી અમને તો કોઇ ગામમાં ઘરે ભાડે આપતું નથી; તેથી પથારી બગલમાં મારીનેજ ફરીએ છીએ.

તર્કટશંકર—( આંગળીના ચાળાથી ) કાંઈ કાઢો તો કામ થાય, વગર પૈસે બાયડી મળે ખરી ?

ઉલ્લુસિંહ—પૈસા હોત તો પછી વલખાં શું કામને મારત !

તર્કટશંકર—વગર પૈસાની તો એક છે, પણ એણે એવું નીમ લીધું છે કે જેને પરણે તેને એક જોડા મારીને બેસાડે, અને એક મારીને ઉઠાડે, જો તમારાથી ખમાય તો જોગ મેળવી દઉં.

ગરીબદાસ—નીમ તો આકરું, ટાલ પાડે એવું !

તર્કટશંકર—ઘરને ખુણે છાનો માનો માર ખાઈ લેવો પણ બહાર આબરુદારમાં ખપશો, ગૃહસ્થ કહેવાશો. (સ્વગત) બાઈને કોઈ લેનાર નથી, અને ભાઈને કોઈ દેનાર નથી, લાકડે માંકડું વળગાડી દઉં. (પ્રકાશ) બોલો મરજી છે ?

ઉલ્લુસિંહ—મરજી તો થાય છે, પ....ણ.

તર્કટશંકર—પણ બણ કાંઈ નહિ ચાલે, આકરા પણ વિના આજ સુધી કુંવારી રહે ખરી ! કોઇ માઇનો પુત માર ખાનારો મળે તો પરણે તેમ છે

ઉલ્લુસિંહ—ભલે તેનું પણ પૂરું કરીશું, મેળવી આપો તો ખરા.

તર્કટશંકર—ચાલો મારી સાથે.

ઉલ્લુસિંહ—ગોર ! આ પણ મારા જેવા પરણવાના ઉમેદવાર છે, જો કયાંઈક એમનો પણ જોગ મેળવી આપો તો તમને રાજી કરે એવા છે; બે પૈસાના જીવવાળા છે, મારા જેવા સુકા નથી.

**ગરીબદાસ**—લીલાછમ જેવા છીએ (સ્વગત) લીંબડા જેવા!

**તર્કટશંકર**—કાકા! તમારી ન્યાતમાંથી કુંવારી કન્યા તો મળવી મુશ્કેલ છે, પણ ઘઘરણું કરવું હોય તો મારા હાથમાં એક છે.

**ઉલ્લુસિંહ**—કુંવારા ઘઘરણું થાય!

**ગરીબદાસ**—રાંડયાનું કહીએ તો થાય! ઘઘરણું તો ઘઘરણું, પણ ગોર! જરા ઠીક છે કે નહિ?

**તર્કટશંકર**—ચાર ઘર ફરીને પાંચમું માંડવાનું છે, જો મરજી હોય તો તમારુંએ ચોકઠું બેસાડી દઉં.

**ગરીબદાસ**—ચાર ઘર ફરીને આવે છે તે તો પાવરધી હોવી જોઈએ.

**તર્કટશંકર**—એ વિષે તો કાંઈ પૂછવાનું નથી, એ પણ એક જોડે બેસાડે ને એક જોડે ઉઠાડે એવી ખટાશ દાર છે.

**ઉલ્લુસિંહ**—ત્યારે તો બેયને સરખી મળશે!

**ગરીબદાસ**—સુખ પણ બેયને સરખું મળશે.

**તર્કટશંકર**—છે પણ બન્ને બ્હેનપણીઓ, એક પાઠે ભણેલીઓ છે.

**ગરીબદાસ**—બનાવતા તો નથી ના? જોડા તે મારે ખરી!

**તર્કટશંકર**—જોડા વિના તો હસ્ત મેળાપ થાય તેમ નથી, સહુથી પહેલો શુકનમાંજ જોડો, પછી બીજી વાત.

**ઉલ્લુસિંહ**—તેમ તો તેમ, એ પણ આપણા નસીબની બલિહારી સમજવી!

**ગરીબદાસ**—ચાલો જોડા ખાશું પણ સંસારતો ભોગવશું. (સર્વે જાય છે)

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ**—તપોવન.

**પાત્ર**—ધુમત્સેન, શૈબ્યા, સત્યવાન, ધૌમ્ય, ગૌતમ, ઋષિકુમારો અને પાછળથી નીતિવલ્લભ

**ધૌમ્ય**—મહારાજા! આપના આગમનથી આશ્રમવાસીઓ બહુ સંતોષ પામ્યા છે.

**શૈબ્યા**—તો અમને પૂર્ણ સંતોષ, ગુરુવર્ય! અમને અમારા રાજ્યને માટે કે સમૃદ્ધિ માટે લેશ પણ આકાંક્ષા થતી નથી, પરંતુ પ્રભુએ અમારાં નેત્ર રત્ન છીનવી લીધાં એને માટે અત્યંત શોક થાય છે.

**મત્સેન**—દેવિ! દુઃખનું વારંવાર સ્મરણ કરવાથી તો ઉલટી તેની વૃદ્ધિ થાય છે, માટે જેનો કંઈ ઉપાયજ નથી, એ વાતને તો વિસરી જવામાંજ ડહાપણ સમાએલું છે.

**સત્યવાન**—પ્રભુએ શેષનાગને બે હજાર નેત્ર આપી પોતાની મહાન્ ઉદારતા બતાવી, અને મારાં પૂજ્ય માતપિતાને બબ્બે નેત્ર આપી, પાછાં હરી લીધાં, એવું હરિનું અમારા પ્રત્યે સાંકડું મન શા માટે હશે?

**ગૌતમ**—સત્યવાન! ઈશ્વરની કળા અકળ છે, તમને આ'વું કષ્ટ હોવામાં પણ એનો કંઈ શુભ સંકેત હશે, એમ સમજી ધૈર્યનોજ આશ્રય કરવો ઘટિત છે.

**સત્યવાન**—ગુરુવર્ય! પણ મારાં માતા પિતાને આ અસહ્ય દુઃખમાંથી મુક્ત કરવાને પૃથ્વીની પીઠપર કોઈ પણ સ્થળે એવું અંજન મળી શકે એમ હોય તો કૃપા કરીને મને કહો તો હું તે મારા પ્રાણ સાટે મેળવવા તૈયાર છું.

**દ્યમત્સેન**—મુનિ! વસ્તુ માત્રનું ખરેખરું મૂલ્ય તેની અછત વખતેજ અંકાય છે, અમારી અંધની લાકડી રૂપ આ પુત્ર રત્ન અમને ઈશ્વરે આપ્યું છે, એજ એની મોટી કૃપા સમજીએ છીએ.

**ગૌતમ**—કુમાર! રાજ્યનો ભાર તને ઉપાડી હવે તો મહારાજાને વાનપ્રસ્થાશ્રમનો લાભ આપો.

**સત્યવાન**—ગુરુવર્ય ! આપનું વચન સફળ થાઓ, પરંતુ મને મારાં માતા પિતાની સેવા સિવાય અન્ય કોઈ વસ્તુ પ્રિય નથી, મને રાજ્યની ઇચ્છા નથી, સમૃદ્ધિની ઇચ્છા નથી; મારે તો મારાં માતા પિતા એજ મારું સર્વસ્વ છે, અને તેમની સેવા એજ મારો પરમ ધર્મ છે.

**ધૌમ્ય**—કુમાર ! તમને ધન્ય છે ! માતા પિતા પ્રત્યે પુત્રનો શો ધર્મ છે, તે તમે યથાર્થ સમજો છો, એમાંજ તમારું કલ્યાણ છે.

**ગૌતમ**—જે માબાપે જન્મ આપી પાળી પોષી મોટા કર્યા, તે માબાપની અવગણના કરનાર અધમ ચંડાળને ધિક્કાર છે.

**દ્યુમત્સેન**—પ્રિય પુત્ર ! રાજ્યનો ભાર ઉપાડી હવે અમને વાનપ્રસ્થ થવા દેવા ઘટે છે.

**સત્યવાન**—પૂજ્ય પિતાજી ! તમારી આવી અપંગ સ્થિતિમાં તમારી સેવાનો અલભ્ય લાભ મૂકી, રાજ્યવૈભવ ભોગવવા મને રુચતા નથી, મને તો આપ વાનપ્રસ્થ થાઓ તો ત્યાં સાથે રહી તમારી સેવા કરી પિતૃના ઋણમાંથી મુક્ત થવાની ઇચ્છા છે.

**શૈબ્યા**—તેમ કર તો પછી રાજ્ય કોણ સંભાળે ?

**દ્યુમત્સેન**—રાજ્ય સત્યવાનના વતી ચંડસેન સંભાળે તો શી હરકત છે ?

**શૈબ્યા**—મહારાજ ! તમે રામરૂપ છો એટલે એમ ધારો છો, પણ ચંડસેન ભરત જેવો ન સમજવો.

**દ્યુમત્સેન**—એના વિષે એવા અભિપ્રાય બાંધવા એ ભૂલ ભરેલું છે, હું સત્યવાન અને ચંડસેનમાં ફેર નથી સમજતો, એ લઘુ બંધુ પણ મારે સત્યવાન સમાનજ છે.

**શૈબ્યા**—સત્યવાન સમાન છે ! તો તેની ખબર આગળ પડશે.

**સત્યવાન**—પિતાજી ! મને પણ એમ કરવું ઉત્તમ લાગે છે, કાકા ચંડસેન રાજ્ય સંભાળે તો હું નિશ્ચિંતપણે આપની સેવા કરી કૃતાર્થ થાઉં.

**ગૌતમ**—તમારા જેવા સુપાત્ર પુત્રો હોય તેજ શ્રદ્ધાપૂર્વક માતા પિતાની સેવા કરે છે, બાકી ઘણા કપુત એવા પણ હોય છે કે જે માબાપની સેવા લાકડીથી કરે છે.

**સત્યવાન**—ધિક્કાર છે એવા કપુતને!

ગાયન.

કુકર્મી કપુતને ધિક્કાર,
વિસરે અગણિત જે ઉપકાર.—કુકર્મી.
કરી લાલન પાલન દુઃખ કાપ્યાં, તન સાટે તન મન ધન આપ્યાં;
વિસરે એ ઉપકાર.—કુકર્મી.
માતા ગંગા યમુના જાણે, તીર્થ સ્વરૂપ જે પિતા પ્રમાણે;
પામે મોક્ષનું દ્વાર.—કુકર્મી.

**શિવદત્ત**—ગુરુ! હવે શહેર ક્યારે બતાવશો?

**હરિદત્ત**—અમારી ધીરજ રહેતી નથી.

**ધૌમ્ય**—ગૌતમ! તમે આશા આપી છે, તે જોયા વિના ઋષિપુત્રો હઠ છોડશે નહિ માટે બતાવો.

**ગૌતમ**—ભલે ત્યારે બતાવીએ, જોજો જોઇને ભય પામશો નહિ; નહિ જોએલું અનુભવશો.

**સત્યવાન**—ગુરુ! ખરું દેખાશે કે સ્વપ્નવત્?

**ગૌતમ**—જેવું ત્યાં હશે તેવું અહિં પ્રત્યક્ષ દેખાશે.

**સત્યવાન**—ત્યારે તો અમને અમારું નગર છોડે ઘણો સમય થયો છે, તો પાછળ શી સ્થિતિ છે તે જાણવાની જીજ્ઞાસા મારી પૂર્ણ કરશો.

**હરિદત્ત**—હા ગુરુ! અમારે પણ અમારા મિત્રનું નગર જોવું છે.

**દ્યમત્સેન**—વાહ! પુત્ર, યોગ્ય ઇચ્છા કરી, અત્યારથી પ્રજા પરની તારી પ્રીતિ જોઈ અમને બહુ સંતોષ થાય છે, તારી રાજ્યધાની છે, તેની સ્થિતિ તારે અવસ્ય જાણવી જોઇએ.

**શૈબ્યા**—અમે અંધ તો જોઇ શકશું નહિ, પણ તું જોઈને કહેતો જાજે એટલે અમને પણ સંતોષ થશે.

**ગૌતમ**—જુઓ, મંત્રબળના પ્રભાવથી હવે તમને દિવ્ય દર્શન થશે.

**સત્યવાન**—બહુ સારું, તૈયારજ બેઠાં છીએ.

**ગૌતમ**—(ધ્યાન ધરી મંત્ર ભણે છે તથા પાણી છાંટી મોરપીંછ ફેરવે છે એટલે ઋષિ આશ્રમ દૂર થઇ શહેર બહારનો દેખાવ દેખાય છે) જોઇ લ્યો. (ગધેડા ભૂંકતાં નીકળે છે.)

**હરિદત્ત**—ગુરુ ! આ શું ?
**ગૌતમ**—એ ખર. (સ્વગત) તમારા જેવાં.
**શૈબ્યા**—મુહૂર્તમાંશું ગધેડાં ભૂંકયાં ! (ગધેડાં જાય છે અને શહેર દેખાય છે.)

**સત્યવાન**—આતો અમારું શહેર !
**દ્યુમત્સેન**—શું આપણું શહેર છે ?
**સત્યવાન**—હા આપણુંજ શહેર.
**શૈબ્યા**—પણ એમાં સહુથી પહેલાં ગધેડાં ભૂંકતાં દેખાયાં, એ ખોટું થયું.

**ગૌતમ**—એ રાજા તથા પ્રજા વચ્ચેનો કુસંપ સૂચવે છે.
**દ્યુમત્સેન**—દેવિ ! આતો ઇંદ્રજાળ છે, શંકાશીલ નહિ થશો.
**શૈબ્યા**—ભૂલી નથી ગઈ, પણ મુહૂર્તમાં ગધેડાં નીકળ્યાં, તે અપશુકન છે. ત્યારે હવે તેમાં જે દેખાય તે કહેતો જજે.

**સત્યવાન**—ઋષિયોના તપોબળ આગળ રાજ્યબળ તુચ્છ છે.
**દ્યુમત્સેન**—તેથીજ મુનિયો પૂજવા યોગ્ય છે.
**સત્યવાન**—ગુરુ ! અલૌકિક વિદ્યા બતાવી.
**શિવદત્ત**—હવે શહેરની અંદર શું હશે ?
**ગૌતમ**—તે પણ આવે છે. (મોટો રસ્તો દેખાય છે.)

**સત્યવાન**—આતો અમારા ન્યાય મંદિર આગળનો રાજ્ય માર્ગ !
**શૈબ્યા**—બરાબર એજ છે ?
**સત્યવાન**—હા એજ છે, આપણો રાજ્ય મહેલ પણ દેખાય છે; વસ્તી જણાતી નથી ?
**શૈબ્યા**—એ ગધેડાંનો પ્રતાપ !
**ગૌતમ**—જેવી સ્થિતિ અત્યારે ત્યાં હશે તે સર્વ દેખાશે. (રસ્તો ગેબ થાય છે અને કચેરી દેખાય છે)

**સત્યવાન**—આતો અમારું રાજ્ય ભુવન ! તખ્ત ઉપર મારા કાકા ચંડસેન બેઠા છે, સેવકો ચામર વીંજન કરી રહ્યા છે, પાસવાનો ખમા ખમા પોકારે છે, અને નીતિવલ્લભ સિવાય બાકીના તમામ અમલદારો તથા સરદારો હાથ જોડી ઉભા છે; વારાંગનાઓ નૃત્ય કરે છે.

**શૈબ્યા**—દેવ ! જોયાં ચંડસેનના લક્ષણ ! પાછળથી તખ્તપર ચઢી બેઠો છે, તે એ તખ્ત તો સત્યવાનનું છે, તેના ઉપર એનાથી બેસાય ખરું ?

**દ્યુમત્સેન**—સૂનું મૂકી અહિં આવ્યા એ ભૂલ કરી.

**ગૌતમ**—ભૂલ નથી કરી પણ શ્રેય થયું છે.

**ચંદસેન**—સેનાપતિ ! તમે આપણું સર્વ સૈન્ય લઈને જાઓ અને રાજા રાણી તથા સત્યવાનને જ્યાં હોય ત્યાંથી પકડી લાવી કારાગૃહમાં કેદ કરો, સત્યવાન મોટી ઉંમરનો થશે તો કોઈ દિવસ પણ મને પીડારૂપ થઈ પડશે, માટે એ કંટકને તો મૂળમાંથી કાઢી નાંખવો જોઈએ; નીતિવલ્લભ દિવાનને પણ જ્યાં હોય ત્યાંથી પકડી લાવી હાજર કરો.

**સેનાપતિ**--જેવો હજુરનો હુકમ. (દિવ્યદર્શન બંધ થાય છે)

**શૈબ્યા**--દેવ ! ચંડસેન તો કુળદ્રોહી નીકળ્યો, શું આપણ સર્વને પકડીને કેદ કરશે ?

**ધૌમ્ય**--દુષ્ટ મનુષ્ય જે ન કરે તે થોડું.

**સત્યવાન**—હું જીવતો છું ત્યાં સુધી તો તમને કોઈ પકડવાને સમર્થ નથી.

**શૈબ્યા**--ભાઈ ! તું એકલો તે મોટા દળ સામે શી રીતે ટકી શકે ?

**દ્યુમત્સેન**--તને કંઈ થાય તો અમે અમારી અંધની લાકડી ગુમાવી બેસીએ, હું વૃદ્ધ અને ચક્ષુહીન છું તો પણ મારા બાહુ નિર્બળ અને પરાક્રમ હીન નથી, લાવ મારાં ધનુષ્ અને બાણ ક્યાં છે ?

**ધૌમ્ય**--રાજા ! આ તપોવનમાં તેઓ પ્રવેશ કરવાનેજ શક્તિમાન નથી તો પછી ધનુષ્ બાણની શી આવશ્યક્તા છે ? નિર્ભય રહો.

**શૈબ્યા**--આપણે અહિં આવ્યાં એ સારું થયું, નહિ તો ઓચિંતા પકડાઈ જાત.

**દ્યુમત્સેન**—આપણા સરદારો પણ સર્વ ખૂટી ગયા લાગે છે, તે વિના આમ બને નહિ.

ગૌતમ—એમજ થયું છે, દુષ્ટ માણસોએ તમારી ગેર હાજરીનો લાભ લીધો છે.

ધૌમ્ય--

संपदो महत्तामेव महत्तामेव आपदः ।
वर्धतेक्षीयते चन्द्रो नतु तारागणः क्वचित् ॥

તેમ મહાન્‌નેજ આપત્તિ અને મહાન્‌નેજ સંપત્તિ આવે છે, જેમ ચન્દ્ર ઘટે છે, અને વધે છે, પણ તારા ગણ વૃદ્ધિ ક્ષયવાન્ થતા નથી.

શૈબ્યા—હું તો રોજ કહેતી હતી કે આ તમારો નાનો ભાઈ કુપાત્ર છે, તે વિશ્વાસ કરવા યોગ્ય નથી પણ તમે માનતા નહિ.

દ્યુમત્સેન--ભાવી મિથ્યા થતું નથી માટે गतं नशोचं कृतं नमन्ये.

શૈબ્યા—તમે પિતા પુત્ર જેવા છો તેવો તે નથી, હમણાંજ તેને રાજ્ય સોંપવાનો વિચાર કરો છો ત્યાં તો તે પચાવીજ બેઠો, કેટલો તમારામાં અને એનામાં ફેર !

ધૌમ્ય--જમીન અને આકાશ જેટલો.

દ્યુમત્સેન--ભવિષ્યમાં વાનપ્રસ્થ થવાનો તો આપણો સંકલ્પ હતો, તે એણે ફળીભૂત કર્યો તેથી ખોટું શું થયું ?

શૈબ્યા--ખોટું કેમ નહિ ! સત્યવાનનો કંઈ વિચાર કરો છો ?

દ્યુમત્સેન--એનો વિચાર ઈશ્વર કરશે.

સત્યવાન--માતુઃશ્રી ! એમાં કોઈનો દોષ નથી.

ગાયન.

કાળ બળ અકળ ભૂતળ પર ભાળ્યું,
ટળે જે કોઇ થકી નહિ ટાળ્યું;
ખળે નહિ ખાળ્યું, ભૂતળ પર ભાળ્યું.–કાળબળ.
ઉજડ જંગલમાં ગામ વસાવે,
જળ ત્યાં સ્થળ, સ્થળ જળ દર્શાવે;
થાય સમયનું ધાર્યું.–કાળબળ.
કંઇક ઉંચા ગિરિવર ઉથલાવે,
મહીપતિને પણ રંક બનાવે;
સહુ એનાથી હાર્યું–કાળબળ.

**નીતિવલ્લભ**––મહારાજા ! નાસો નાસો, તમને પકડવા મોટું સૈન્ય આવે છે.

**દ્યુમત્સેન**––કોણ મારા દિવાન નીતિવલ્લભ ! શું ખરું કહો છો ?

**નીતિવલ્લભ**––હા ખરું કહું છું, દુષ્ટ ચંડસેને આપનું રાજ્ય કબજે કર્યું છે; હું ગુપ્ત રીતે નાસી તમને ચેતાવવા આવ્યો છું.

**દ્યુમત્સેન**––દિવાનજી ! તમારા આવ્યા પહેલાં અમે ગૌતમ ઋષિના તપોબળથી સર્વ જાણ્યું છે. હરિઇચ્છા !

**નીતિવલ્લભ**––એનો દુષ્ટ સેનાપતિ અહિં આવશે તો કેમ કરશું ?

**ગૌતમ**––એ ચિંતા કરવી નહિ, તેમનું રક્ષણ કરવા અમે સમર્થ છીએ.

**નીતિવલ્લભ**––ક્ષમા કરજો, ભયને લીધે આપના તપોબળને વિસરી ગયો હતો; આપની છાયામાં એ નિર્ભય છે, તેમાં કશો સંદેહ નથી.

**દ્યુમત્સેન**––નીતિવલ્લભ ! ધન્ય છે તમારી સ્વામિ ભક્તિને, આખા રાજ્યમાંથી માત્ર તમે એકલાજ રાજ્યભક્ત નીકળ્યા.

**નીતિવલ્લભ**––મહારાજા ! આપનું નિમક રગે રગે મારામાં ભર્યું છે તે કેમ ભૂલી જાઉં, સ્વજનની પરીક્ષા આફત વખતેજ થાય છે; આ દુઃખદાયક ખબર આપવા કરતાં મરવું હું ઉત્તમ માનું છું.

**શૈબ્યા**––તમે આવ્યા તેથી અમને શાન્તિ થઈ છે, બનવાનું હતું તે બન્યું, હવે તમે પાછા રાજ્યધાનીમાં જાઓ, ત્યાં તમારાં બાળ બચ્ચાં તમારા વિના ટળવળતાં હશે તેનું જઈને સાન્ત્વન કરો, અમે હાલ અહિંજ રહેશું.

**નીતિવલ્લભ**––તમને છોડી હું જવા ઇચ્છતો નથી, અહિં તમારી સેવા કરી પાવન થઈશ

**દ્યુમત્સેન**––એમ થાય નહિ, તમે ત્યાં હશો તો અમારુ શ્રેય કરી શકશો, માટે ત્યાં જઈ પ્રજા જનને જણા-

વશો કે ચંડસેન પણ મારો નાનો બંધુ છે, માટે જે થયું છે તે યોગ્યજ થયું છે.

શૈબ્યા—હજી પણ તમે તમારી ભલાઈ નથી છોડતા.

નીતિવલ્લભ— ગાયન.

કલ્પ વૃક્ષ તજી કોણુ અભાગી, બાવળ પાસે જાય;
ફળની આશે જળ સિંચેતો, ભાગે કંટક પાય.—અભાગી.
સંપત રૂપ મધ ટીપાં પાસે, બહુ કીડીઓ ઉભરાય;
સ્વજન મિત્રની ખરી કસોટી, વિપત સમયમાં થાય.—અભાગી.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થળ—મોહોલ્લો.

પાત્ર—ઝુમખી, છપ્પરપગી અને સખીઓ.

૧ લી સખી—અલી ઝુમખી! તને તારાં માબાપ કયાંઈ વરાવશે કે કુંવારીજ રાખશે?

૨ જી સખી—કુંવારીજ રાખશે.

૧ લી સખી—કુંવારી તે કયાં સુધી રાખશે! ઋતુ ધર્મમાં આવશે તો પાપમાં પડશે, તે નહિ સમજતાં હોય?

ઝુમખી—સમજે છે તો ખરાં, પણ મારે તો કહ્યાગરો ધણી મળે તો પરણવું છે, નહિતર કુંવારાંજ રહેવું છે.

૨ જી સખી—બોલ કુંવારી ન રાખે તો શું કરે, એવો કહ્યા ગરો મળવો જોઈએ ના.

૧ લી સખી—એવો તે કોણ નવરો બેઠો હશે જે તારા કોડ પૂરા કરાવશે?

ઝુમખી—જેને સાડી સાતવાર ગરજ હશે તે ઘેર બેઠા ગોતતા આવશે, કન્યા કયાંઈ કુંવારી રહી છે જે હું રહીશ?

૧ લી સખી—ભલે ત્યારે, કહ્યાગરાની વાટ જોઈને બેસ.

૨ જી સખી—આપણાં સાવિત્રીબા મહારાજાની આજ્ઞાથી પતિ શોધવા પરદેશમાં નીકળ્યાં છે, તેમ તું પણ તારા બાપની રજા લઈ શોધવા નીકળી પડ.

ઝુમ.ખી--એ તો રાજપુત્રીઓ નવરી તે શોધવા જાય, મારે જાય છે બલારાત! હું એના જેવી નવરી નથી જે શોધવા જાઉં, એની ગરજે શોધતા આવશે; જોજો તો ખરાં એવાં હૈયા ફુટ્યા છે કે નહિ.

૧ લી સખી--એવા હૈયા ફુટાને સાત જોડા મારીને બેસાડજે, અને સાત જોડા મારીને ઉઠાડજે, તો તું ખરી.

છપ્પરપગી -(આવીને) મારા જેવી હોય તો એમજ કરે.

૨ જી સખી--લ્યો આ પાવરધી આવી! તે કોઈનું પૂરું પાધરું ઉતાર્યું નહિ. અલી! કેટલાં ઘર બદલ્યાં?

છપ્પરપગી—ચાર વર્ષમાં ચાર.

૧ લી સખી--તને રંગ દેવાય છે! વર્ષે વર્ષે બદલતી આવીના.

છપ્પરપગી--મને તો અડકલું થઈ ગયું છે, જેવું નવું ઘર બદલવું તેવો ધણી બદલવો.

૩ જી સખી--ચલક ચલાણું, ઓલે ઘર ભાણું, ધણી બેઠા સૂકાય, ને તારે મોડું વહેલું વાય વ્હાણું; તેની કાંઈ બ્હીક છે? વાહરે છપ્પરપગી વાહ!

છપ્પરપગી--મારે ભૂખરાત બ્હીક રાખે છે, ન પોષાય તો છેડા છુટકો ક્યાં નથી આવડતો, ચારે વેળાવ્યા પણ હું અખંડ સોહાગણ રહી.

૨ જી સખી--તું સોહાગણ ખરી!

૧ લી સખી--અલી! પાંચમો કરીશ કે બેસી રહીશ? હવે તો પગવાળીને બેસતો સારું.

છપ્પરપગી--પાંચ તો પૂરા કરવા.

૩ જી સખી--કોઈ નજરમાં ઘાલ્યો છે?

ઝુમખી--હવે તો કોઈ પડખે ચડે તેમ નથી, જેને ત્યાં ગઈ તેનું છાવડ કર્યું.

૧ લી સખી--ત્યારે તો નામ પ્રમાણેજ કર્યું.

છપ્પરપગી—એમાં હું શું કરું! એમનાં કર્મ! હમણાં તો જરા વિસામો લઉં છું, ચાર સાથે માથા ઝીકણું કરી કરીને કાઇ ગઈ છું.

૨ જી સખી—તારી સાથે પરણે તેને માથાઝીકજ કરવાની, અને તેનો મુવે છુટકો! એવા વરંવાર મળશે ખરા કે?

છપ્પરપગી—ન મળે શું! ચાર મળ્યાના? મારી મરજી થશે, ત્યારે પાંચમો પણ કાચી ઘડીમાં શોધી કાઢીશ.

૩ જી સખી—તારો ભરુંસો છે, આ ઝુમખીને માટે પણ ભેળો ગોતજે એ બિચારી વળખાં મારે છે તે ઠેકાણે પડે.

છપ્પરપગી—એના બાપને સુંડલો ભરીને ઉહુંવા છે, તે ઝુમખીનું અને એના બાપનું મન મનાવે તેવો વરે.

૧ લી સખી—કોઈ ઘરડો બુઢ્ઢો મનાવશે.

છપ્પરપગી—ઘરડા બુઢ્ઢા વિના કહ્યાગરો અને ભરખ ભરનારો બીજો કોણ મળશે.

ઝુમખી—એય શું ખોટો.

૨ જી સખી—ખોટો ન હોય તો આખો ભવ તેની પછવાડે ગળાજે, આપણમાં છપ્પરપગીની પેઠે થોડુંજ છે જે સોહાગણ રહીશ.

છપ્પરપગી—બળ્યો તમારો અવતાર, ધણી મુવો એટલે થઇ રહ્યું, તેની પાછળ આખો ભવ બળાવો, અને રાંડીરાંડ કહેવરાવવું, અને અપશુકનામાં ખપવું; અમેતો નવાં નવાં ઘર બદલીએ, ને સહુની વચમાં સોહાગણ થઈને ફરીએ.

૧ લી સખી—તે તારે પોષાય, પણ અમારે ન પોષાય તો, તારાં જેવાં હોત તો અમે ઉંચવર્ણ ન કહેવાત; તમે રહ્યાં નાતરીયાં તે કાતરીયાં, એનો ઘર સંસાર તો કાતર જેવો, તમારા અને અમારા સંસારનો મેળજ ન મળે.

છપ્પરપગી—ત્યારે વળી તમારો ઘર સંસાર કેવો હશે?

૧ લી સખી—અમારો ઘર સંસાર સાકર જેવો ગળ્યો, પતિને પરમેશ્વર પ્રમાણે પૂજીયે, પતિજ અમારું દૈવત, એ અમારો શિરછત્ર, એને સુખે સુખી ને એને દુઃખે દુઃખી, સાતે ભવમાં એજ પતિ મળે, એવું માગીએ, આ હાથ જેને આપ્યો તે બીજાને આપીએ નહિ, મન, વચન અને કર્મથી એનેજ ભજીએ, અન્ય ભ્રાતા સમાન, એમાંજ સંતોષ માનીએ. એવો અમારો ઘર સંસાર સમજી?

**છપ્પરપગી**—હા, સમજી, અમારો ઘર સંસાર તો ખાસડા જેવો, એક ફાટયું કે બીજું પહેરીએ, ધણીથી સંતોષ ન મળે તો મુવાની વાટ જોઈએ, મરે નહિ તો છેડા છુટકો કરીએ. સમજયાં અમારો સારો કે તમારો ?

**૨ જી સખી**—તમારો સંસાર બળતા અંગારા જેવો, તેમાં તે દંપતી શું સુખ મેળવે; એનાં મન એક કયાંથી થાય.

**૩ જી સખી**—એનાં મન એક થાય મશાણે.

**ઝુમખી**—મશાણે પણ ન થાય.

**૧ લી સખી**—અલી ઝુમખી ! જોજે આને વાદે ચડતી નહિ, નહિતર ખુવાર મળીશ; કહ્યાગરો ધણી ગોતવા કરતાં તું કહ્યાગરી થઈશ તો સુખી થઇશ.

**છપ્પરપગી**—તમે કહ્યાગરા ધણીની મજા જોઈ નથી એટલે શું સમજો, તમને ધણીની ગુલામગીરી કરવા સરજયાં છે તે કરો; અમે તો અમારે કરતાં હશું તે કરશું ને નવે નવે ઘેર ફરશું.

**૧ લી સખી**—ભલે ફર ને તેનું પરિણામ છેવટ જોજે.

**છપ્પરપગી**—છેવટે વિમાનમાં બેસી સદેહે સ્વર્ગે સિધાવીશ, અને ધર્મ રાજાને રુબરુમાં જઈને કહીશ કે પાંચને પાંશરા કરીને આવી છું.

**ઝુમખી**—ત્યારે તો તું સ્વર્ગને પણ સુધારી દઈશ !

**૧ લી સખી**—ચાલો ચાલો, આની સાથે તો વાત કરવા જેવું પણ નથી; કયાંક એનો પાશ લાગશે તો ભવ બોળશું.

**ઝુમખી**—જેવો સંગ તેવો રંગ !

**લી સખી**— ગાયન

ઓ સહિયર ! સુણો શિખામણ સારી;
સદા કરો સંગત જોઈ વિચારી.—ઓ૦
કુસંગ કાજળ કોટડી, કુસંગીનું મુખ શ્યામ;
દુર્જન કેરા સંગથી, થાય નામ બદનામ.
જડી જેને સોબત, જગમાં નઠારી;
ગયું તેતો આ ભવ, પરભવ હારી—ઓ૦



# પ્રવેશ ૭ મો.

**સ્થળ—ચંડસેનનો દરબાર.**

**પાત્ર**—ચંડસેન, પ્રધાન, નગરશેઠ, સરદારો, હજુરી, સેનાપતિ, નીતિવલ્લભ.

**ચંડસેન**—પ્રધાનજી! હજી પણ પ્રજામાં સર્વ સ્થળે શાન્તિ ફેલાયલી જોવામાં આવતી નથી.

**પ્રધાન**—મહારાજ! પ્રજા તો સંપૂર્ણ રાજ્યભક્ત અને વફાદાર છે, પરંતુ નવા રાજ્ય અમલથી અકળાય છે; જેમ જેમ સમય જતો જશે તેમ તેમ ધોંસરું પડતું જશે.

**નગરશેઠ**—નેક નામદાર! આપ પ્રજાની દાઝ દિલમાં રાખશો તો દેશમાં શાન્તિ ફેલાતાં કાંઈ વાર નહિ લાગે પણ જો સખતાઇથી વર્તશો તો ઠામોઠામ ટંટા બખેડા ઉઠયા કરશે અને તેનાં કડવાં ફળ બન્નેને ચાખવાં પડશે; માટે પ્રજાના હિતમાં જો સંપૂર્ણ લક્ષ આપશો તો આપ નિર્ભયપણે રાજ્ય કરી શકશો.

**ચંડસેન**—રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારપર મારાં અંગત માણસો ગોઠવ્યા વિના મારી સત્તા જડ ઘાલશે નહિ, માટે પ્રથમ તો એની યોજના થવી જોઇએ.

**સરદાર**—અમે સરદાર વર્ગ આપની સત્તા સ્વીકારીએ છીએ, માટે અમારી જાગીરોને આપ હાથ નહિ લગાડો એવી આશા છે.

**૨ જો સરદાર**—અમારા બાપદાદાએ માથા સાટે તે મેળવી છે, અમે તેના વંશજો તેનો ભોગવટો કરીએ છીએ અને રાજ્યના સ્થંભ બનીને રહીએ છીએ; માટે તેમાં જો ફેરફાર થશે તો ભાયાતો બારવટીયા બનશે.

**ચંડસેન**—તમને જાણી બુજીને નારાજ કરવાની મારી ઈચ્છા નથી, હું જુના અમલદારોને કાયમ રાખીશ, પણ મારી સત્તાને અણુવિશ્વાસથી જોનારની જાગીરો જપ્ત કરી તેમને તો તેમના પદ ઉપરથી દૂર કરવામાં આવશે.

**સરદાર**—મહારાજ! અમે તો ગાદીના નોકર છીએ, જે ગાદીપર બેસે તે અમારા શિરતાજ.

**ચંડસેન**—મારા ભાઈની જુની રાજ્યપદ્ધતિ ફેરવી, હું ન્યાયસર રાજ્ય સ્થાપિત કરીશ.

**નગરશેઠ**—(સ્વગત) પ્રજામાં અરસપરસ કુસંપ ન હોત તો રાજ્ય શી રીતે સ્થાપિત કરત તેની ખબર પડત.

**ચંડસેન**—નગરશેઠ! તમે પ્રજામાં આ મારાં દિલાસા ભર્યાં વાકયનો ફેલાવો કરો, કે હું પ્રજાના ધર્મોની વચમાં નહિ આવું, તમારા સંસારી રીત રીવાજોનું ખંડન નહિ કરતાં તેને માન આપીશ, દેશની આબાદાની માટે વિદ્યાની વૃદ્ધિ થાય એવી નવી નવી યોજનાઓ દાખલ કરીશ, આજનો આ દરબાર ખાસ એજ કારણથી ભરવામાં આવ્યો છે.

**નગરશેઠ**—મહારાજ! આપનાં વચનો વા વાટે પ્રસરી ગયાં સમજો, આપ તે પ્રમાણે વર્તન શરુ કરો એટલીવાર.

**હજુરી**—મહારાજ! લશ્કરી માણુસો બ્હારથી કોઇ રાજ્ય કેદીને આપની હજુરમાં લાવવાની આજ્ઞા માગે છે.

**ચંડસેન**—સત્વર પ્રવેશ કરાવ.

**નગરશેઠ**—મહારાજ! રાજ્ય અમલની ઉથલપાથલને લીધે સિપાહીઓ જેને તેને રાજ્ય કેદી કરી પકડી લાવે છે, તે પણ દેશમાં અશાન્તિનું એક કારણ છે.

**ચંડસેન**—હાલમાં તો એ સિવાય બીજો માર્ગજ નથી, મારા ધારવા પ્રમાણે તો તેથી અશાન્તિ ઓછી થશે.

**પ્રધાન**—(સેનાપતિ નીતિવલ્લભને પકડી લાવેલા જોઇ) અહો! આ તો રાજ્યના માજી દિવાન નીતિવલ્લભ.

**નીતિવલ્લભ**—હા મહારાજ! આપને પ્રણામ કરું છું.

**ચંડસેન**—વૃદ્ધ નીતિવલ્લભ! તમને તમારી નીતિનું અભિમાન હતું તે કયાં ગયું? અમારી રાજ્ય નીતિ આગળ તમારી ધર્મ નીતિનો પરાભવ થયો કે નહિ?

**નીતિવલ્લભ**—મહારાજ! રાજ્યનીતિ અને ધર્મનીતિ એક બીજાથી ભિન્ન નથી, અત્યારે તો આપની નજ-રમાં હું કેદી છું; પરંતુ અંતે સત્યનોજ જય, અને અસત્યનો પરાજય.

**ચંડસેન**—અત્યારે તો મારા પાસા સવળા પડયા છે, કાલની કોને ખબર છે. (પ્રધાન તથા સરદારો પ્રત્યે ધીમેથી) સુજ્ઞ પ્રધાનજી! તમે નીતિવલ્લભને માજી રાજાનો પક્ષ છોડી દેવાનું સમજાવો, એ વૃદ્ધ અને રાજકાજ સંબંધમાં અનુભવી હોવાથી આપણને ઉપયોગી થઈ પડશે તેથી તેનો અપરાધ માફ કરું છું.

**પ્રધાન**—હા મહારાજ! પણ એ માને તેમ મને લાગતું નથી.

**ચંડસેન**—નહિ માને તો કારાગૃહમાં પડયો પડયો સડયા કરશે અને દુઃખી થશે, જોઉ છું કોણ એને છોડાવવા આવે છે.

**પ્રધાન**—(નીતિવલ્લભ પ્રત્યે) વૃદ્ધ નીતિવલ્લભ! મહા-રાજ તમને માજી રાજાનો પક્ષ છોડી દેવાની ભલામણ કરે છે અને હુકમ કરે છે કે એમનું કહેવું માન્ય કરશો તો સુખી થશો, નહિ તો કારાગૃહનું સેવન કરી પીડા પામશો.

**નીતિવલ્લભ**—હું માજી રાજાનો પક્ષ કરતો નથી પરંતુ સત્યનો પક્ષ કરું છું, પાટવીકુમાર સત્યવાન રાજ્યનો ખરો હકદાર હોવા છતાં તે ઉપર ચંડસેનનો શો હક છે?

**સરદાર**—એ હક તપાસવાનું કામ તમારું નથી, રાજ-કાજમાં તો બળીયાના બે ભાગ છે સમજ્યા, માજી રાજાને પકડવા મોટું સૈન્ય તપોવનમાં મોકલવામાં આવ્યું છે, માટે માની જાઓ નહિ તો પસ્તાશો.

**નીતિવલ્લભ**—જેનો વિનાશકાળ પાસે આવે છે, તેની પ્રથમ બુદ્ધિજ હરાઈ જાય છે અને બુદ્ધિ હરાઈ જવાથી માણસને નીચ કર્મ કરવાંજ સુજે છે. તમારા

આવા ધમકીવાળા શબ્દો મારા હૃદયને કંઈપણ અસર કરી શકવાના નથી, હું અસત્યનો પક્ષ કદી પણ કરનાર નથી.

**પ્રધાન**—એમાં અસત્ય જેવું શું છે? જે ગાય ઘણા કષ્ટે દોહવા દેતી હોય તે ગાય ઘણું કષ્ટ પામે છે; અને જે ગાય કલેશ વગર દોહવા દે છે, તેને કોઇપણ દુઃખ દેતું નથી.

**નીતિવલ્લભ**—તમારું કહેવું હું સમજું છું, પરંતુ જે તપાવ્યા વગર વાંકું વળી શકે છે, તેને અગ્નિમાં તપાવવાની શી જરુર છે?

**પ્રધાન**—તમે રાજ્યના નોકર હતા કે રાજાના? તમે તમારું પોતાનું હિત કેમ વિચારતા નથી.

**નીતિવલ્લભ**—હું તમારી પેઠે રાજાનો ન્હોતો પણ રાજ્યનો હતો, રાજ્યના હિતમાંજ મારું હિત સમાયલું હું સમજતો હતો અને હજી પણ તેમજ સમજું છું.

**ચંડસેન**—(ક્રોધથી) સુજ્ઞ પ્રધાનજી! હજી પણ એ પોતાના મિથ્યા ધર્માભિમાનનો ત્યાગ કરતો ન હોય તો ભલે તેને કારાગૃહમાં પડયા પડયા સડવા દો; આપણે તેનું કામ નથી.

**નીતિવલ્લભ**—મહારાજ! વૃક્ષનાં કાચાં ફળ તોડનારને તેમાંથી રસની પ્રાપ્તિ કદાપિ થતી નથી, તેથી તો ઉલટો બીજનો પણ નાશ થાય છે, પરંતુ જે મનુષ્ય સમય ઉપર પરિપકવ થયેલાં ફળ ઝાડ ઉપરથી ઉતારે છે, તેજ તેમાંથી રસ મેળવી શકે છે તથા બીજમાંથી ફળ ફરીને પણ પ્રાપ્ત કરી શકે છે; માટે સેવકનું કહેવું માન્ય રાખી સત્યવાનને રાજ્યાભિષેક કરો.

**ચંડસેન**—મારે તમારી સલાહની જરુર નથી, તમારે આ સદાચરણનો ઢોંગ છોડી એ આંધળાના પક્ષનો ત્યાગ કરવો છે કે કારાગૃહમાં કેદ ભોગવવી છે? તેનો ઉત્તર આપો એટલે બસ છે.

**નીતિવલ્લભ**—મહારાજ! સદાચરણથી તો કુળનું રક્ષણ થાય છે, અભ્યાસથી વિદ્યાનું રક્ષણ થાય છે, અને

સત્યમાર્ગ ગ્રહણ કરવાથી ધર્મનું રક્ષણ થાય છે, માટે એ માર્ગે વિચરતાં કદાચ મારા પ્રાણનો પણ ભોગ આપવો પડે તો તેને માટે મને બિલકુલ અફસોસ નથી, પરંતુ હું અસત્ય માર્ગ કદી ગ્રહણ કરનાર નથી.

ચંડસેન—તમે હમણાં કયાં ઉભાછો અને કોની સાથે બોલો છો તેનું તમોને ભાન છે ? તમે તમારી આવી હઠને લીધે મહા આપત્તિમાં આવી પડશો.

નીતિવલ્લભ—મહારાજ ! જે મનુષ્ય ગુણમાં પણ દોષારોપ કરનારો હોય છે, તથા મર્મમાં દુઃખ ઉપજાવી કઠોર ભાષણ કરનારો હોય છે, તેજ મહા આપત્તિમાં આવી પડે છે; હું તો પરના ગુણો જોઇ પ્રસન્ન થનારો છું. તો મને આપત્તિ શી !

પ્રધાન—નીતિવલ્લભ ! નીતિવલ્લભ ! હવે હદ થઈ, ખુદ હજુરનું કહેવું પણ તમને માન્ય નથી ? અમારા પક્ષમાં આવવાથી તમને ઘણો લાભ થશે, અને તમારી ઇજત આબરુ પણ સચવાશે.

નીતિવલ્લભ—જેમ સૂકાં કાષ્ટ ભેળું લીલું કાષ્ટ પણ બળીને ભસ્મ થઇ જાય છે, તેમ પાપીઓના સંગથી પુણ્યશાળીઓ પણ પાપીઓના જેટલીજ શિક્ષાને પાત્ર થાય છે, માટે હવે તમને જે યોગ્ય લાગે તે કરો હું તે સર્વ સહન કરવા તૈયાર છું.

સેનાપતિ—(હાંફતો હાંફતો પ્રવેશ કરી) મહારાજ ! અમારું રક્ષણ કરો રક્ષણ કરો.

ચંડસેન—કેમ સેનાપતિ ! આ શું ! એ આંધળાને પકડી લાવ્યા કે નહિ, કયાં છે ? હાજર કરો.

સેનાપતિ—મહારાજ ! હાજર કોને કરું, હું થયો છું એટલું પણ ઘણું છે.

ચંડસેન—તમારા આવા ગર્ભિત શબ્દો ઉપરથી અમારે શું સમજવું ?

સેનાપતિ—મહારાજ ! આપની આજ્ઞાથી મોટું સૈન્ય લઈ હું ફરીથી તપોવનમાં ગયો પણ અંદર પ્રવેશ કરતાની

સાથેજ આપણા તમામ લશ્કરને દાવાગ્નિએ બાળી ભસ્મિભૂત કરી દીધું; આ માઠા સમાચાર આપને જણાવવા સારું હું એકલોજ જીવતો છું.

**ચંડસેન**—અરે! પણ ત્યાં જંગલમાં તે એવો અગ્નિ કયાંથી? આશ્ચર્ય!

**નીતિવલ્લભ**—આશ્ચર્ય શું તપોવનનો પ્રભાવ! મહર્ષિયોના આશ્રમમાં રાજ્ય સત્તા ચાલતી નથી, ત્યાં તો ધર્મ સત્તા હોય છે.

**ચંડસેન**—તેને પણ જોઈ લઈશું, પ્રથમ તમે તો રાજ્ય સત્તાનો ચમત્કાર જુઓ. (સરદારો પ્રત્યે) જાઓ આ ધર્મસત્તાનાં બણગાં ફુંકનારના હાથ તથા પગમાં લોખંડની મજબૂત બેડીઓ નાંખી કારાગૃહમાં કેદ કરો.

**સરદારો**—જેવી આજ્ઞા.

**નગરશેઠ**—વૃદ્ધ પ્રધાનજી! તમને આવી સ્થિતિમાં જોઈ, મને અત્યંત ખેદ થાય છે.

**નીતિવલ્લભ**—શેઠજી! મારે માટે આપે ખેદ કરવાનું કંઈ પ્રયોજન નથી.

> થતો નથી શું ઓટ, ભરતી સાગરમાં આવી;
> અંધકાર નહિ થાય, દિવસ જવ જાય સિધાવી.
> શું નથી જોતાં સર્વ, કદાચિત દ્રષ્ટિ બળથી;
> આકાશ તણી આંખ, રવિ ઝાંખો વાદળથી.
> આ પૃથ્વીપર વા ઉંચા આકાશ તળે છેજ શું;
> જેહ અચળ થઇને રહે, વિના ઇશ અન્યજ કશું.

**નગરશેઠ**—અહાહા! ધન્ય છે તમારી રાજભક્તિને! આવા આપત્તિના સમયમાં પણ તમે ધૈર્ય છોડતા નથી, પણ (ધીમેથી) સમયને માન આપી હમણાં હાએ હા કરવામાં તમારું જાય છે શું? વખત આવે સહુ થઈ રહેશે; દુશ્મન તો દગાથી મરાય. વિચાર હોય તો તમારી વતી હું મહારાજને અરજ કરું અને તમારી બેડીઓ તોડાવી તમને આ દુઃખમાંથી છોડાવું.

**નીતિવલ્લભ—** ગાયન.

હવે કરવી જઇ ક્યાં ફરિયાદ !
જ્યાં સુણુનાર નહિ કોઇ દાદ.—હવે.
સદા હું સત્યનો તાબેદાર,
ધર્મ માટે મરવા તૈયાર;
ત્યાં જંજીર તણા શા ભાર.—હવે.
મૂર્ખ કરતા હાજી હાજી,
કરતા હાલી જન પતરાજી;
થાય નવ તેથી રામ રાજી.—હવે.



# પ્રવેશ ૮ મો.

**સ્થળ—ગરીબદાસનું ઘર.**

પાત્ર—ગરીબદાસ, છપ્પરપગી, પાછળથી ઉલ્લુસિંહ તથા ઝુમખી.

**ગરીબદાસ—**આ મારું ઘર તે હવે આજથી તમારું છે ને હું પણ તમારો છું.

**છપ્પરપગી—**પણ હું મારી છું તો !

**ગરીબદાસ—**વાહ મારી પ્યારી ! તું બહુ સારી છે, આજ તો બનાવો કંસાર લાપસી, બેય ભેળાં બેસીને જમીએ.

**છપ્પરપગી—**ભેળાં કે નોખાંની પછી વાત, પણ પ્રથમ મારું વ્રત આટોપવાદો.

**ગરીબદાસ—**સુખેથી આટોપો, શેનું વ્રત છે ?

**છપ્પરપગી—**ખાસડાંનું, તમારા ઘરમાં આવી તેનું; પહેલા શુકન સાચવવા જોઇએ.

**ગરીબદાસ—**ભલે સાચવો.

**છપ્પરપગી—**ધરો માથું. (ખાસડું પગમાંથી કાઢે છે.)

**ગરીબદાસ—**તમે કહેતાં હતાં તે ખરું કહેતાં હતાં ? જરુર મારશો ? મેં તો જાણ્યું હતું જે કહેવાનું હશે, પણ મારવાનું નહિ હોય.

**છપ્પરપગી**—મારવાની તો ખરી, હું મારું વ્રત ખંડિત નહિ કરું.

**ગરીબદાસ**—(સ્વગત) ના પાડશું તો ચાલી જશે ને આવી રૂપાળી નહિ મળે, માટે હશે! આજ તો ખાસડું ખાઈ લેવું, રોજ રોજ તો થોડીજ મારશે. (પ્રકાશ) તમારું વ્રત ખંડિત થતું હોય તો ભલે મારો, પણ જરા હળવેથી મારજો, શુકન સાચવજો પણ જોજો જોરથી મારતાં નહિ.

**છપ્પરપગી**—હળવે હળવે ટેવ પડશે, તેની ચિંતા રખોમાં. (માથું ઉઘાડું કરીને ખાસડું ઉગામી મારતાં મારતાં.) **ગાયન.**

આવો આવો, હું લેવરાવું લ્હાવો,
આ મારા સંસારનો;

**ગરીબદાસ**—થયો આજ અનુભવ ભવપારનો.—આવો.

**છપ્પરપગી**—તમારા વિના વ્હાલું નથી કોઇ મારે,
તે માટે કરું પૂજા તમારી પેજારે;

**ગરીબદાસ**—"આ તે બાયડી કે શાયડી!"

**છપ્પરપગી**—શાયડી, શાયડી; શાયડી!
દીઠો માલશું મફતીઓ બજારનો,
આ મારા સંસારનો.—આવો આવો.

હા....શ, હવે મારું કાળજું ઠર્યું, શુકન સચવાયું!

**ગરીબદાસ**—તમારું ઠર્યું, ને મારું બળ્યું. શુકનમાં ખાસડાંનો માર તે તો અપશુકન, આવું આકરું વ્રત ન રાખો તો ન ચાલે? આવાં વ્રત બધી બાયડીઓ કરતી હશે! (માથું ખંજવાળેછે.)

**છપ્પરપગી**—તમે પરણ્યા હોત તો ખબર પડત, બીજી ઘઘરણાની બાયડીઓ આથી પણ કઠણ વ્રત કરે છે, તમે તો કુંવારા ઘરડ્યા એટલે શું જાણો, પાંતે બેઠયા હોય તે જાણે.

**ગરીબદાસ**—તોબા! આથી કઠણ હોય તો ભોગ મળે!

**છપ્પરપગી**—ભોગ તો વાંસે છે, પારકી દીકરી બાયડી કરવી કયાં સહેલી છે; સંસાર સુખ સોંઘું ન સમજવું.

**ગરીબદાસ**—તમારું તો બહું મોઘું! આવી ખબર ન્હોતી કે માથા સાટે માલ છે.

**છપ્પરપગી**—ખબર ન્હોતી તો હુવે પડીના?

**ગરીબદાસ**—તું માથામાં જડી, ત્યારે પડી, તું તો બડી પહોંચેલી દેખાય છે, પણ બાપુડી! મારાથી એવું દુઃખ રોજ ખમાશે નહિ.

**છપ્પરપગી**—ખમાશે નહિ તો મારી સાથે રમાશે નહિ.

**ગરીબદાસ**—તારી સાથે રમતાં તો મારા રામ રમી જશે.

**છપ્પરપગી**—એમ કાયે કાંઈ છુટકો છે, ન્હોતું ઘર માંડવું.

**ઉલ્લુસિંહ**—(નેપથ્યમાં) ગરીબદાસ! એ ગરીબદાસ!!

**ગરીબદાસ**—આવો આવો ઉલ્લુસિંહ! (છપ્પરપગીને) તમે ઘરમાં જાઓ, મારો મિત્ર આવે છે.

**છપ્પરપગી**—અહિં બેસું તો શી હરકત છે?

**ગરીબદાસ**—અહિં બેસો તો તમારું વ્રત જાણી જાય.

**છપ્પરપગી**—એમ ઢાંક પીછોડો કેટલાદિ રાખશો?

**ગરીબદાસ**—જ્યાં સુધી રહેશે ત્યાંસુધી. (છપ્પરપગી ઘરમાં જાય છે)

**ઉલ્લુસિંહ**—(પ્રવેશ કરીને) કેમ આનંદમાં છોને?

**ગરીબદાસ**—આથી પછી કયો વિશેષ આનંદ! (સ્વગત) હજી માથું દુઃખે છે. (માથું ખંજવાળેછે.)

**ઉલ્લુસિંહ**—તો બસ, જીવતર સફળ થયું.

**ગરીબદાસ**—વાંઢાનું તે કાંઈ જીવતર છે!

**ઉલ્લુસિંહ**—(હળવેથી) કેમ! જોડા તો માર્યા નથીના?

**ગરીબદાસ**—બીલકુલ નહિ, બહુ સરલ! હું તો એની રીતભાત જોઈને છક થઈ ગયો છું. (સ્વગત) તું પરણ, એટલે તુંને પણ ખબર પડવી છે, નારી પણ આની બ્હેનપણી છે. (પ્રકાશ) મિત્ર! તમારાં લગ્ન કયે દિવસે નિર્ધાર્યાં?

**ઉલ્લુસિંહ**—વસન્ત પંચમીનાં.

**છીપ્પરપગી**—(બહાર આવીને) તમને પોંખીશ હું.

**ગરીબદાસ**—(સ્વગત) મને પોંખો છો એટલે નહિ રડે!

**ઉલ્લુસિંહ**—એટલા માટેજ આવ્યો છું, મારે કોઈ સગું વ્હાલું નથી; જે કહું તે તમેજ છો.

**છીપ્પરપગી**—તો હું તૈયાર છું.

**ગરીબદાસ**—પોંખવામાં તો એ કુશળ છે, સમે સમે સાચવે એવાં છે; મારા બધા સમા સાચવ્યા.

**ઉલ્લુસિંહ**—તો તો મોટો ઉપકાર, હવે હું રજા લઉં છું.

**ગરીબદાસ**—ભલે પધારો. (સ્વગત) વધારે રોકાશે તો એનાં દેખતાં આ મારશે ને આબરુના કાંકરા થશે, મને તો આને જોઈને ટાઢ વછુટે છે; મારા કયાં ભોગ લાગ્યા કે આ ભૂંડી ભાર્યા મને મળી.

**ઉલ્લુસિંહ**—(જતાં જતાં) રામ રામ.

**ગરીબદાસ**—રામ રામ (સ્વગત) થોડા દિમાં મારા બોલવા છે.

**છીપ્પરગી**—(ઉલ્લુસિંહના ગયા પછી) તમારા મિત્રનો વિવાહ સુધારવો.

**ગરીબદાસ**—તે તમારા હાથમાં છે, પણ વિવાહમાં મારી પૂજા થાય તો હું નહિ આવું.

**છીપ્પરપગી**—નકટા દેવને હુઈડક પૂજારા, તમારા પહેલાંના મારા ચાર ભરથાર જેવા તમે મને નથી લાગતા.

**ગરીબદાસ**—કેવા દેખાઈએ છીએ, ગરીબ કે મારકણા?

**છીપ્પરપગી**—તમારામાં તો હું કાંઈ માલ જોતી નથી, જેવું તમારું નામ છે તેવા છો.

**ગરીબદાસ**—જેવા છીએ તેવા તારી પાસે ઉભા છીએ.

**છીપ્પરપગી**—બાયડીના વહેવાર તમે જોયા નથી તેથી વસમું લાગે છે, પણ પળોટાશો ત્યારે સદ્ધી રહેશે.

**ગરીબદાસ**—સદે એમ લાગતું નથી, ઘરઘવા કરતાં પરણવામાં વધારે સુખ હશે?

**છીપ્પરપગી**—તે તો તમે જાણો, હું તો ચાર ઘરનો અનુભવ લઈને આવી છું તેનો લાભ તમને આપીશ, તે પરણેલીથી ન મળત, નવી હવી આવે તે શું સમજે.

**ગરીબદાસ**—તમારો અનુભવ પાકો, એકના ઘરનો તો મને આપ્યો, ત્રણનો કેવો હશે તે હવે જાણીશ; તમારાં જેવાં સમજુ કરતાં કુંવારી પરણવી સારી, જે મુંડ તો ન ફોડે.

**છપ્પરપગી**—(ગળે હાથ નાંખીને) આવો મારા ગરીબદાસ ! તમને બહુ વાગ્યું ? (માથું ખંજવાળે છે,) કાલે હળવેથી મારીશ.

**ગરીબદાસ**—પણ મારીશ તો ખરીજના ?

**છપ્પરપગી**—કાલની વાત કાલ, પણ તમે કહ્યું જે આ ઘર તમારું છે તો તમારા પટારાની કુંચીઓ મને સોંપો, જોઉં મારે માટે તમે શું શું ભેળું કર્યું છે.

**ગરીબદાસ**—(ઉંચે શ્વાસે) મારો શ્વાસ જરા હેઠો બેસવા દે પછી આપીશ, (સ્વગત) રાંડને કુંચીઓ આપું ને ક્યાંક લઈ ચાલતી થાય તો પછી ક્યાં ગોતું?

**છપ્પરપગી**--મારો તમને વિશ્વાસ નથી તો પછી ઘર સંસાર કેમ ચાલશે ?

**ગરીબદાસ**—ખાસડાંથી.

**છપ્પરપગી**—તો ભલે.

**ગરીબદાસ**—તમે રસોઇ કરો, ત્યાં હું જરા બહાર જઈ આવું. (સ્વગત) મલમ પટો કરી આવું.

**છપ્પરપગી**—ભલે જઈ આવો. (જાય છે) આ પીટયો છે ગરીબ એટલે મારો બેસાડયો, બેસશે ને મારો ઉઠાડયો ઉઠશે, આવતાં વેંત ધાક બેસાડયો, તે ખસવાનો નહિ.

**ઝુમખી**—(પ્રવેશ કરીને) કાં બ્હેન ! નવો વાસ માંડયો?

**છપ્પરપગી**—હા માંડયો.

**ઝુમખી**—બધું પાર ઉતર્યું ના ?

**છપ્પરપગી**—મારું તો પાર ઉતર્યું પણ હવે તારૂં શું થાય છે તે જોવાનું રહ્યું.

**ઝુમખી**—જે તારું તે મારું થવાનું, એક મારીને ઉઠાડું, ને એક મારીને બેસાડું, ત્યારે હું ઝુમખી ખરી..

છપ્પરપગી—જોજે ડરી જતી નહિ, તું નવીહુવી છું.

ઝુમખી—પણ તારા પ્રતાપથી પાવરધી થઇ છું.

છપ્પરપગી—ત્યારેજ સ્ત્રી ચરિત્ર ખરું કહેવાય, ભાયડાને ભમાવવો તેમાં તે શી મોટી વાત, આમ ચપટીમાં ઉડાડીએ.

[ ચપટી વગાડી બતાવે છે. ]

ઝુમખી—આટલું બધું તું કયાંથી શીખી ?

છપ્પરપગી—ચાર ઘર ફરીને, આ પાંચમું નવું માંડયું છે તેમાં વળી નવું શીખીશ.

ઝુમખી—તારા જેવું નવું નવું શીખવાનું અમને ના મળે, અમારે તો એકને પરણ્યાં એટલે થઇ રહ્યું.

છપ્પરપગી—બળ્યો તમારો ઉંચ વર્ણનો અવતાર, એકને એક ઘરમાં તે દિ કેમ જાય !

ઝુમખી—જાય કે ન જાય પણ કાંઇ છુટકો થાય છે, હવે હું જાઉં છું.

છપ્પરપગી—ભલે જા પણ જોજે આ બધું ભોળવાઈને ભૂલતી !

ઝુમખી— ગાયન.

હું નથી એવી ભોળી ! (૨)
હવે તો રહી રે—હું.
પાવરધી થઇ પૂરી મારી, જોડ જડે ના ખોળી—હું.
નિત્ય કજીઆ કંકાસ કરી, ઘરમાં સળગાવું હોળી;

છપ્પરપગી—

"પ્રસંગ આવે પરખાશે, બાઇ ! તું ગળણું કે ગોળી."—હું.
ભલે ભાયડો ભીખ માંગે, ખાંધે ભેરવી ઝોળી;
"આપણે તો બાઇ ઘીમાં ઝબોળી ખાઇએ ખીરને પોળી."—હું.



सुकन्या-सावित्री नाटक



છપ્પર પગીનો ગરીબદાસને ખાસડાંનો પ્રહાર.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# પ્રવેશ ૯ મો.

**સ્થળ—તપોવન.**

**પાત્ર—સાવિત્રી, સખી, સાવિત્રીદેવી, સત્યવાન, હરિદત્ત, રાક્ષસ, યક્ષકન્યા, શત્રુશલ્ય તથા વીરમિત્ર.**

**સાવિત્રી—** ગાયન

ઓ હરજી! શા કાજે મને સરજી?
વિધાતાએ નિરમ્યો નથી મમ વરજી—ઓ હરજી.
સરજન હારે શી રચી, જગમાં જોડ અનેક;
વિધિને મન હું એકલી, પડી વધારે એક.
સુંદર વૃક્ષ સંગે શુભ વેલી,
મળી ચંપાને ચતુર ચમેલી;
નિરમ્યો નથી મમ વરજી.—ઓ હરજી!

**સખી**—(પ્રવેશ કરી) અલી સાવિત્રી! આમ અરણ્યમાં એકલી ક્યાં ચાલી જાય છે? શત્રુ શલ્ય દાદા કેટલી ચિંતા કરે છે તેની તને ખબર છે! મને શોધવા મોકલી છે.

**સાવિત્રી**—તું પાછી જા, હું તો આ તપોવનમાં તપ કરીને મારો દેહ ગાળીશ, પિતાશ્રીએ પતિ શોધવા મોકલી પરંતુ હજી કંઈ મારી મનકામના પુર્ણ ન થઈ તો હવે પાછાં ઘેર જઈ એમને શું મોં બતાવવું!

**સખી**—એમ તે થાય! તું તો ખરેખર ઘેલી દેખાય છે, ઘેર જઈને સ્વયંવર રચાવીએ તેમાંથી મનમાન્યો પસંદ કરી લેજે.

**સાવિત્રી**—સખી! સ્વયંવર રચાવવો હોત તો આમ દેશાટન કરવા શા માટે નીકળત! સ્વયંવરમાં તો માત્ર રૂપ અને વૈભવ ઉપરજ પસંદગી કરવાની મળે, પરંતુ ગુણની પરીક્ષા વિના બધું નકામું.

**સખી**—રાજકન્યાઓને માટે તો તેજ માર્ગ છે, તું તો સર્વ ગુણ સંપન્ન શોધવા નીકળી છે, પણ એવા તે ક્યાંથી મળે! (સ્વગત) નાનો મોટો કરતાં કુંવારી રહેવાની.

**સાવિત્રી**—એટલા માટેજ હું તપ કરવાના નિશ્ચય ઉપર આવી છું, મન પસંદ પતિના અભાવે ગમે તેની સાથે ભવ બાળવા કરતાં તપ કરી દેહ ગાળવો મને ઉત્તમ લાગે છે.

**સખી**—પાર્વતીએ તપ કરીને જેમ શંભુનાથને મેળવ્યા તેમ તું પણ કરજે, અને તારા મનના દેવને વરજે; પણ પિતાજીને તમામ હકીકત નિવેદન કરીને પછી તારે જ્યાં જવું હોય ત્યાં જજે, પણ હમણાં તો ચાલ.

**સાવિત્રી**-મારે તમારી મોટી મોટી આશાઓમાં નથી ફસાવું, મારે ઘેર નથી આવવું, તમે સર્વ જાઓ.

**સખી**—બ્હેન ! અમે તારી સાથે આવેલાં તે તને આમ અરણ્યમાં એકલી મૂકી, અમારાથી રાજ્યધાનીમાં શી રીતે જવાય ?

**સાવિત્રી**—મારે હવે એ રાજ્યધાનીના મહેલમાં નથી રહેવું, કૃત્રિમ બાગ બગીચાઓમાં નથી ફરવું; મને તો આ કુદ્રતનો બગીચો તપોવન પ્રિય છે, માટે હું તો અહિંજ રહીશ. (બેસે છે)

**સાવિત્રીદેવી**—(આકાશમાં) આ મારા પ્રસાદથી ઉત્પન્ન થએલી સાવિત્રી પોતાને માટે પતિ શોધવા નીકળી છે, તેમાં નિરાશ થવાથી તપ કરવાનો વિચાર કરે છે; પરંતુ તે જાણતી નથી કે તેને લાયક પતિ અહિં આટલામાંજ છે.

**સખી**—(હાથ ઝાલી) બ્હેન ! મારું માન, આમ હઠ શું કરે છે ?

**સાવિત્રીદેવી**—સ્ત્રીનું ખરું સુખ પોતાના મન માનતા પતિમાંજ સમાયલું છે, એ વાત આ ઉત્તમ સંસ્કાર પામેલી મારી પુત્રી સાવિત્રી સારી પેઠે જાણે છે, એ-ટલે તેને આવો બોધ કંઇ પણ અસર કરશે નહિ, સત્યવાન પણ સમિધ લેવા માટે ઋષિ કુમારો સાથે આ તરફજ આવતો જણાય છે.

**સખી**—મારે તને હવે શી રીતે મનાવવી ! શત્રુ શલ્ય દાદાને અહિંયાં બોલાવું ?

**સાવિત્રીદેવી**—સત્યવાન આવી પહોંચ્યો, હવે દષ્ટિપાત કરાવું, કે જેથી એની મનઃકામના પૂર્ણ થાય.

**સખી**—અલી! જો તો ખરી, સામેથી કોઈ ઋષિ કુમાર આવતા જણાય છે!

**સાવિત્રી**—(તે તરફ દ્રષ્ટિ કરી) કયાં?

**સખી**—આમ જો! એ કુમારોની વચમાં જે કુમાર છે તે તો જાણે તારા મંડળની વચમાં ચન્દ્ર શોભતો ન હોય!

**સાવિત્રી**—એ ઋષિ કુમાર નથી પ........ણ (દ્રષ્ટિ લંબાવે છે)

**સખી**—(સ્વગત) આને જોઈ કંઈક મન પલળ્યું જણાય છે! (પ્રકાશ) બ્હેન! એ ઋષિકુમાર નહિ ત્યારે કોણ હશે વારું?

**સાવિત્રી**—તે તો કેમ કહી શકાય! તું શા ઉપરથી કહે છે કે એ ઋષિકુમાર છે?

**સખી**—એમના વેષ ઉપરથી.

**સાવિત્રી**—ના ના, એમ અભિપ્રાય બાંધી લેવામાં ઉતાવળ ન કરવી જોઈએ; તેમની ચિકિત્સા જોયા વિના કેમ ખબર પડે!

**સખી**—ત્યારે એતો આ તરફજ આવે છે, આપણે છુપાઇને તેમની ચિકિત્સા જોઇએ, એટલે જણાશે કે એ કોણ છે.

**સાવિત્રી**--મને તો આ મનુષ્ય કોઇ દેવાંશી હોય એમ જણાય છે! (તે તરફ દ્રષ્ટિ કરે છે)

**સખી**—(સ્વગત) આના મુખમાંથી આવાં વચનો આજેજ સાંભળ્યાં, કદાચ દૈવેજ આ યોગ નિર્માણ કર્યો હોય તો શી ખબર! (પ્રકાશ) બેન! એ ઋષિકુમાર હશે, તો તું રાજકુમારી થઈ ઋષિકુમારને વરીશ?

**સાવિત્રી**—જે મારા મનને પસંદ પડે તેને વરું, રાજપુત્રીઓ ઋષિકુમારોને કયાં વરી નથી; ચ્યવન ઋષિને સુકન્યા, અગસ્ત્યને લોપામુદ્રા અને જમદગ્નિને રેણુકા, તે શું રાજપુત્રીઓ નહીં?

**સખી**—એ તો છેક નજીક આવી પહોંચ્યા, ચાલ આપણે સત્વર છુપાઈ જઇએ (સંતાઇ જય છે)

**સત્યવાન**—(નેપથ્યમાં) મિત્રો ! હવે આપણે સહુ વેરાઈ જાઓ, તમે જ્યાં સમિધ મળે તે તરફ જઈ સમિધ લઈ આવો, અમે ફળ પુષ્પાદિ માટે આ તરફ જઇએ છીએ.

**હરિદત્ત**——(પ્રવેશ કરી) મિત્ર સત્યવાન ! તમારી ગુરુ ભક્તિ અમારા કરતાં અધિક છે, કારણ કે તમે રાજ દેહી છો છતાં આવું કષ્ટ સહન કરો છો.

**સત્યવાન**—એ તો મારું કર્તવ્ય છે, તેમની સેવા કરવી એ તો મારો પરમધર્મ છે. મારાં માતા પિતા વિષે અને મારા શ્રી સદ્ગુરુ વિષે મારિ અચળ ભક્તિ રહો એમ હું ઈચ્છું છું; હું ધનની ઇચ્છા કરતો નથી, હું રાજ્યની ઇચ્છા કરતો નથી, અને હું સ્વર્ગની પણ ઇચ્છા કરતો નથી, મારી તો ઇચ્છા માત્ર માતા પિતાની અને શ્રી સદ્ગુરુના ચરણ કમળની સેવા કરવાની છે.

**હરિદત્ત**—પણ તમને શું અહિં રાજ્ય વૈભવ સાંભરતા નથી ?

**સત્યવાન**—રાજ્ય વૈભવ કરતાં આ મને વિશેષ પ્રિય છે, વિપત્તિ એજ મનુષ્યની ઉન્નતિના માર્ગ ખુલ્લા કરે છે; ઈશ્વર જે કરે છે તે સર્વ સારા માટેજ છે.

**હરિદત્ત**—દુ:ખને પણ સુખ માની લેવું એ મનુષ્યની વડાઈ છે, પણ તમારું રાજ્ય ગયું, એમાં ઈશ્વરનો શુભ સંકેત હું તો ન માનું !

**સત્યવાન**—રાજ્યવૈભવમાં ઉછરનારા રાજકુમારોને કુછંદી બની જવાનો ભય વિશેષ હોય છે, તેમાંથી હું મુક્ત છું એ હું મારાં સદ્ભાગ્ય માનું છું.

**હરિદત્ત**—યથાર્થ કહ્યું, દારિદ્રવસ્થાનાં દુ:ખ કેવાં છે એ રાજાઓ શી રીતે જાણે ! જાતે અનુભવ મેળવ્યો હોય તેજ રાજા રંક રૈયતની ભીડ ભાંગે.



સમુદ્રમાંથી રાક્ષસે માયાવી યક્ષકન્યાસાથે પ્રકટ થવું.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

**સત્યવાન**—તે પ્રસંગ મને જો દૈવ પ્રાપ્ત કરાવશે તો તારાં આ વાક્યનો ફલીતાર્થ અવશ્ય પ્રત્યક્ષ થશે.

**હરિદત્ત**—પણ ભાઈ! મને તો ગુરુની સેવાથી હવે કંટાળો આવે છે, આખો દિવસ મહેનત સિવાય બીજું હોતુંજ નથી.

**સત્યવાન**—જેના ચરણારવિંદની સેવાથી આપણે પાવન થઈએ એવા ગુરુની સેવા કરતાં કંટાળો આવે એ તો હત્ ભાગ્યજ ગણાય!

**સખી**—સાંભળ્યાં વચનો?

**સાવિત્રી**—સખી! કોઈ રાજબીજ છે, લાવણ્યનો સમુદ્ર, કમળ જેવા નેત્રવાળો, પૂર્ણ ચન્દ્રમાના જેવા મુખવાળો, બીજો જાણે કામદેવ હોય નહિ! એમની કાન્તિ, ને આકૃતિ ઉપરથી તો એમ અનુમાન થાય છે, કે કોઇ રાજકુમાર પોતાનું રાજ્ય છોડી ઋષિ આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા માટે રહે છે.

**સાવિત્રીદેવી**—સાવિત્રીના મનોબળનો વેગ હવે નરમ પડયો, આ સત્યવાનજ એનો ભાવિએ નિર્માણ કરેલો પતિ છે, હવે તેના ગુણની પરીક્ષા થાય, એવી માયા રચું કે જેથી એની સર્વ શંકાઓનું સમાધાન થાય.

**હરિદત્ત**—મિત્ર! જુઓ જુઓ! આ સમુદ્રમાંથી ધુમાડો નીકળે છે.

**સત્યવાન**—હા જોયો, તેમાં ડરે છે શું?

**હરિદત્ત**—ડરવા જેવું છે! અરે ધુમાડામાંથી તો રાક્ષસ થઈ ગયો! વળી ખાંધે કોઈ સ્ત્રીને ઉપાડી આ તરફ દોડયો ધસી આવે છે, માટે નાસો નહિ તો મુવાજ સમજવા. (ધ્રુજે છે)

**સત્યવાન**—બ્રાહ્મણ સ્વભાવ તારામાં ખરેખરો ખડો થયો દેખાય છે! હું સાથે છું તે તને મરવા નહિ દઉં, તું ડરે છે શામાટે!

**હરિદત્ત**—મને તો મારા જીવની પડી છે. ઝટ ચાલો નહિતર દીઠા એટલી વાર છે; બાપરે ખાધા!

**સત્યવાન**—આ ઝાડપર ચઢી છુપાઈ બેસીએ, ને તે અહિંયાં આવી શું કરે છે તે જોઈએ.

**હરિદત્ત**—મને પહેલો ચઢી જવા દો.

**સત્યવાન**—ભલે ખુશીથી ચઢી જા, હજી એણે આપણને દીઠા નથી; ગભરાઈશ નહિ, (ઝાડ પર ચઢે છે.)

**સાવિત્રી**—સખી ! ધૈર્યવાન પણ જણાય છે.

**સખી**—ક્ષત્રિય વિના તેવા ગુણ ન હોય !

**રાક્ષસ**—(સત્યવાન જે ઝાડ ઉપર ચઢેલો છે તેની નીચે સ્ત્રીને ઉતારીને) પ્રિયા ! હવે ઘણે દૂર આવ્યાં, મને નિદ્રા આવે છે; માટે તારા ખોળામાં માથું મૂકી સુવા દે.

**યક્ષકન્યા**—બહુ સારું (બેસે છે અને રાક્ષસ તેના ખોળામાં માથુ મૂકી સુઈ જાય છે, નિદ્રા આવવાથી ઘસ ઘસાટ ઊંઘે છે એટલે તે આજુબાજુ દૃષ્ટિ કરી સત્યવાનને જોવાથી તેને નીચે આવવા ઈસારો કરે છે.)

**સત્યવાન**—(ઈસારાથી ના પાડે છે.)

**યક્ષકન્યા**—( રાક્ષસના માથા તળે એક પત્થર મૂકી, ) તમે નીચે આવો, હવે બિલકુલ ભય નથી; આને તો અઘોર નિદ્રા આવી છે તે ઉઠશે નહિ.

**હરિદત્ત**—પણ ઉઠે તો ખાઈજ જાય !

**યક્ષકન્યા**—તમે નીચે નહિ આવો તો હું એને જગાડીશ:

**હરિદત્ત**—ઓય બાપરે ! જગાડીશ નહિ. (સત્યવાનને) ભાઈ! આશું કહે છે, તે નીચે જઈને જાણો; નહિ તો ઉઠાડશે તો બેય માર્યા જઈશું.

**સત્યવાન**—તું ઉપર રહે હું જાઉ છું.

**હરિદત્ત**—મને તો આ ડાળી સાથે મડા ગાંઠ બંધાઇ ગઈ છે. તે છુટે તેમ નથી.

**સત્યવાન**—( નીચે ઉતરી ) બોલ તું શું કહે છે ! તું કોણ છે ?

**યક્ષકન્યા**—હું યક્ષકન્યા છું, આ રાક્ષસે મારું બળાત્કારે હરણ કરી પોતાની પ્યારી બનાવી છે, પણ મને એ જરાય ગમતો નથી.

સાવિત્રી—સાંભળ સખી! મન પસંદ પતિ વિનાનું પરિણામ,

સખી—બિચારીને પરાણે પકડી લાવ્યો તે એને કેમ ગમે! મુવો અળખામણો આ દેવકન્યાને શું લાયક છે?

સાવિત્રી—કોઇ પૂર્વના પાપે આ દુષ્ટના પંજામાં સપડાઇ ગઈ છે, તેમાંથી છુટવા માટે એ રાજકુમારને વિનવે છે.

સખી—સખી! સાંભળ, રાજપુત્ર એની સાથે શી વાત ચિત કરે છે.

સત્યવાન—પણ તું તેની સ્ત્રી થઈ તો પ્રીતિ રાખવી જોઇએ.

યક્ષકન્યા—એના ઉપર તે પ્રીતિ શી રીતે થાય!

સત્યવાન—પ્રીતિ ન્હોતી થતી તો શિયળ સાચવવું હતું.

યક્ષકન્યા—શી રીતે સાચવવું?

સત્યવાન—જેમ સીતાએ રાવણ પાસે સાચવ્યું હતું તેમ, તું જો તારા નિશ્ચયમાં અડગ રહી હોત તો અંતે તેનોજ પરાજય થાત.

યક્ષકન્યા—મ્હોત સિવાય સચવાય તેમ ન હતું.

સત્યવાન—તો મરવું હતું, તેનો બદલો તને ઉત્તમ મળત.

યક્ષકન્યા—શિયળ માટે કાંઈ મરાય ખરું કે! આવો જન્મારો કંઈ ફરી ફરી મળે છે, માટે જે જે સુખ લેવાય તે લેવું.

સત્યવાન—આમાં તને શું સુખ મળે છે?

યક્ષકન્યા—આમાં પણ હું મારું મન માન્યું સુખ મેળવી શકુ છું, આ પાપીને મારો જરા પણ વિશ્વાસ નથી. એટલા માટે એ મને પાતાળમાં પૂરી રાખે છે, માત્ર મહીનામાં એકવાર બહાર આવી, એકાંત સ્થાન જોઈ મારા ખોળામાં માથું મૂકી સુઈ જાય છે, પણ એને નિદ્રાનું એવું ઘારણ વળે છે કે પછી હું ગમે તે કરું તેની એને ખબર પડતી નથી, હું ઘણા પુરુષો

સાથે રતિ સુખ ભોગવું છું, અને પછી જ્યારે એને જગાડું છું, ત્યારે જાગે છે, માટે આજે મારી સાથે તું રતિ રમણ કર, એ મારી માગણી છે.

**સત્યવાન**—હું બાળબ્રહ્મચારી છું, વળી પરસ્ત્રી સાથે ગમન કરવું એ તો મહા પાતક કહેવાય! માટે મારામાં આસક્ત થવાથી તને કાંઈપણ ફળ પ્રાપ્ત થવાનું નથી, હું કોઈ રીતે તારી માગણી સ્વીકારી શકું એમ નથી.

**યક્ષકન્યા**—મારી ઈચ્છા પૂર્ણ નહિ કરે તો આને જગાડીશ અને તેં મારું શિયળ ભંગ કર્યું, એમ તેને સમજાવીશ, તો તને ઉભોને ઉભોજ ગળી જશે.

**સત્યવાન**—ભલે ગળીજાય પણ હું મારો નિશ્ચય બદલવાનો નથી.

**સખી**—સાવિત્રી! આતો કોઈ મહાન્ પુરુષ જણાય છે! રૂપવતીને જોઇ લોભાતો નથી.

**યક્ષકન્યા**—તું મારી ઈચ્છા પૂર્ણ નહિ કરે કેમ? હું કામથી પીડિત છું, તને કાલાવાલા કરું છું છતાં તું માનતો નથી; હું આપઘાત કરીને મરીશ અને તને હત્યા આપીશ.

**સત્યવાન**—તેનું નિવારણ કરીશ પરંતુ અધર્મ માર્ગ ગ્રહણ નહિ કરું.

**યક્ષકન્યા**—હું તો તારી સાથે રંગભોગ ઉડાવ્યા વિના તને છોડનાર નથી. (ભેટવા જાય છે, સત્યવાન ખસી જાય છે.)

**ગાયન.**

ના તરસાવ (૨) મધુકર ડંખ દઇ કયાં ઉડે;
ફરી ફરી નહિ મળે આવો દાવ..................ના
સ્નાન કરીલે તન સરવરમાં, કળશ કનકના ગ્રહીને કરમાં;
લઇલે સુખનો લ્હાવ..........................ના.

**સત્યવાન**—

ઝાડળનું જળ હોય નમીઠું, જાણી જમશે કોણ અજીઠું;
તજ તુજ શ્વાન સ્વભાવ.........................ના.

**હરિદત્ત**—ભાઈ! માની જાઓ, નહિ તો મુવા સમજવા, થોડુંક બ્રહ્મચર્ય ખંડિત થવાથી પાપ નહિ લાગે, તેના નિવારણ માટે હું એટલા મંત્ર જપીશ, પણ જીવથી જઇશું તો પછી થઇ રહ્યું.

**યક્ષકન્યા**—(સત્યવાનનો હાથ પકડવા આવે છે.) મારી સાથે ભોગ ભોગવવાથી તને અમૂલ્ય વસ્તુઓ પ્રાપ્ત થશે, કહે તો અંધને ચક્ષુ મળે એવું અંજન મારી પાસે છે તે તને આપું, મૃત સંજીવની માત્રા મારી પાસે છે તે તને આપું, પણ તું મારી ઇચ્છા પૂર્ણ કર.

**હરિદત્ત**—ભાઈ! ભૂલવા જેવું નથી, તમારાં માતા પિતા બિચારાં અંધાપાને લીધે અત્યંત દુઃખી છે, તેમનું કાર્ય પણ સાથે થશે માટે માની જાઓ.

**સત્યવાન**—મારાં માતા પિતા તો શું! પરંતુ હું પણ કદાચ અંધ હોઉં, તોપણ તારી વાતનો સ્વીકાર કરી પરસ્ત્રી ગમનનું મહા પાપ હું વ્હોરું નહિ.

**સખી**—આટલું આટલું કર્યા છતાં પણ માનતો નથી!

**સાવિત્રી**—ધન્ય છે એની ટેકને! ક્ષત્રિય પુત્ર તો આવા જ હોવા જોઈએ.

**યક્ષકન્યા**—જ્યારે તું મારું કહેવું કોઈ રીતે માનતો નથી, ત્યારે હવે તું પણ મારું ચરિત્ર જો. (રાક્ષસને પાટું મારીને.) ઉઠો! ઉઠો! આ દુષ્ટે મારી છેડ કરી. (રૂવે છે)

**રાક્ષસ**—(બે બાકળો ઉઠીને) હેં! એવો કોણ બે માથાનો માનવી છે, કે હું અહિંયાં સુતો છું છતાં તારી છેડ કરવાની હિંમત કરે? કયાં છે! બતાવ?

**હરિદત્ત**—અહિં નથી ત્યાં છે. (સત્યવાનને બતાવે છે.)

**યક્ષકન્યા**—આ ઉભો પાપી, મેં ઘણા કાલાવાલા કર્યા પણ માન્યું નહિ, માટે હવે તેને તમે તમારા હાથનો સ્વાદ ચખાડો.

**રાક્ષસ**—અલ્યા અલ્પ બુદ્ધિવાળા મનુષ્ય! શેષ નાગની ફેણી ઉપર બેસતાં તને જરાપણુ ડર ન લાગ્યો? હવે તારું આવી બન્યું એમ સમજ.

**સત્યવાન**—અરે પાતકી! કુમારિકાનું બળાત્કારે હરણ કરી તેનું શિયળ ભંગ કરનાર, તારાથી હું બિલકુલ ડરતો નથી; સિંહના બાળકને હાથીના કુંભ સ્થળ તોડતાં વાર નહિ લાગે, ચાલ આવીજા, (બન્ને લડે છે.)

**સખી**—સાવિત્રી! શૂરવીર પણ છે! જરાપણુ નમ્યુ આપતો નથી.

**સાવિત્રી**—હું તે એના કયા ગુણનું વર્ણન કરું! ખરેખર સખી! આ તો કોઈ દેવાંશી નર છે.

**સખી**—સખી! દરેક રીતે એ તારે યોગ્ય છે.

**રાક્ષસ**—(ઉભો રહી) અલ્યા મનુષ્ય! તારું શૂરાતન જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું, તું ખરેખરો અખંડ બ્રહ્મચારી તથા ધર્મિષ્ટ છે, તે વિના તારું મનોબળ આટલું બધું હોઈ શકે નહિ, ધર્મિષ્ટ મનુષ્ય કદી પણ અનીતિ કરે નહિ, માટે તું સત્ય બોલ તો તને છોડી મૂકું.

**સત્યવાન**—શું બોલું?

**રાક્ષસ**—મારી સ્ત્રીની તેં છેડ કરી છે કે નહિ?

**યક્ષકન્યા**—(સત્યવાન પ્રત્યે હળવેથી) સત્ય બોલશો તો મને મારી નાંખશે, મારો અપરાધ ક્ષમા કરો, હું અબળા તમારે શરણે છું.

**સત્યવાન**—ધર્મ સંકટ આવ્યું! સત્ય બોલું છું તો સ્ત્રી હત્યા થાય છે, અને અસત્ય બોલું છું તો વ્યભિચારી ઠરું છું; હવે શું કરવું!

**હરિદત્ત**—અસત્ય બોલવું.

**સત્યવાન**—માથું જાય તો પણ અસત્ય બોલું નહિ. માટે મૌન્ય રહેવું એજ ઉત્તમ છે,

**રાક્ષસ**—બોલ બોલ? શું વિચાર કરે છે?

**સત્યવાન**—હું હા કે ના કાંઇ કહી શકતો નથી, તારે જે કરવું હોય તે કરી લે.

**રાક્ષસ**—શું તું મારો સંશય દૂર નહિ કરે ?

**સત્યવાન**—હું કદી સત્ય છોડીશ નહિ, હું સત્યજ બોલું છું, અને તેથીજ સત્યવાન એવું મારું નામ પડેલું છે. સત્યને આધારે સૂર્ય તપે છે, સત્યને આધારે વરસાદ વરસે છે, સત્યને આધારે વાયુ વાય છે, અને સત્યને આધારે આકાશ અવકાશ આપે છે; સત્યનું રક્ષણ કરવા માટે રાજા હરિશ્ચંદ્રે અનેક દુઃખો સહન કર્યાં છે, સત્યના પાલન માટે મહારાજા દશરથે પોતાના પ્રિય પુત્ર રામચંદ્રજીને વનમાં મોકલી પોતાના પ્રાણ છોડયા છે, સત્યને માટે અનેક રાજાઓએ પોતાના પ્રાણ અને સર્વસ્વ પણ આર્પી દીધેલ છે, અને દેવી પૃથ્વી પણ એમ કહે છે કે હું બધું ઉપાડવા શક્તિવાન છું, અર્થાત્ મને કોઈનો ભાર લાગતો નથી, પણ જે અસત્ય બોલે છે તે માણુસનો ભાર મારાથી સહન થતો નથી; આવું ઉત્તમ સત્ય તારા પામર જેવાને માટે હું કેમ છોડીશ.

**રાક્ષસ**—રાજપુત્ર ! મેં તારી તરફ વિવેક અને વિનયનો ઉપયોગ કર્યો પણ તેં તો તારો હઠ છોડયોજ નહિ, એટલે હવે વિવેક દૂર કરી તારો નાશ કરું છું. (સામે ધસવા જેવો ડોળ કરે છે)

**સત્યવાન**—જો મારાં માતા પિતા સત્યવક્તા હોય, હું બાળ બ્રહ્મચારી સત્યવકતા હોઉં, અને માતા પિતાની ભક્તિ ઇશ્વર ભક્તિ તુલ્ય મારી શુદ્ધ હોય, તો તારો પરાભવ થજો. ( રાક્ષસ અને યક્ષકન્યા અદૃશ્ય થઈ જાય છે. )

**હરિદત્ત**—(ઝાડ ઉપરથી ઉતરીને.) હાશ ! હવે શ્વાસ હેઠો બેઠો, ધન્ય છે રાજપુત્ર ! ધન્ય છે તમને, મારા તો હોસજ ઉડી ગયા હતા, તમે તો સત્યની મૂર્તિ છો તે આજ મેં જાણ્યું.

**સખી**—સાવિત્રી ! કેમ હવે છવાં થઈશું ?

**સાવિત્રી**—મારું હૃદય તો કયારનું એ ઉછાળા મારી રહ્યું હતું પણ શું કરવું તે સુજ પડતી નહોતી, હવે એ પીડા ગઈ માટે ચાલો પ્રકટ થઈએ.

**સખી**—ધન્ય છે રાજકુમાર ! તમને ધન્ય છે, તમારું પરાક્રમ જોઈ અમે અત્યંત પ્રસન્ન થયાં છીએ.

**હરિદત્ત**—(ગભરાઈને.) આ વળી બીજી કયાંથી આવી !

**સખી**—રાજપુત્ર ! અશ્વપતિ રાજાની પુત્રી સાવિત્રી તમને વિજયમાળ અર્પે છે તે સ્વીકારશો.

**સત્યવાન**—રાજકુમારી ! હું તો પદભ્રષ્ટ રાજાનો પુત્ર છું, માટે મારા કરતાં આ વિજયમાળા કોઈ બીજા રાજકુમારના વક્ષઃસ્થલને વધારે દીપાવશે.

**સાવિત્રી**— ગાયન

એ...મન મોહન ! નવ બોલાવશો,
મુજને કહી રાજકુમારી;

**સત્યવાન**—..............................રાજકુમારી.

**સાવિત્રી**—હવે હું થઇ છું દાસી તમારી, વાલમ ગઇ હું તમપર વારી.—નવ.

**સત્યવાન**—બાળા ! હું નથી રાજકુમાર, વિકટ વન જંગલમાં વસનાર;
જોડી મમસાથ તમારો પ્યાર, તમે સકુમાર.
શું સુખ પામશો ? કહ્યું માનો મનહરનારી.—
એ...મન મોહન !

**સાવિત્રી**—હૃદયેશ ! હું રાજકુંવરી છતાં કંઈ રાજ્ય વૈભવ ને ચ્હાનારી નથી, હું તો માત્ર આપના ગુણનીજ ગુલામ છું; આપની પર્ણકુટી મારા પિતાના રાજમહેલ કરતાં પણ મારે મન અધિક છે, હું આપને હૃદયથી વરી ચુકી છું. (ગળામાં માળા આરોપવા જાય છે, દરમ્યાન શત્રુશલ્ય તથા વીરમિત્ર પ્રવેશ કરી અટકાવે છે.)

**શત્રુશલ્ય**—સબુર રાજકુમારી ! સબુર, આવું સાહસ થાય નહિ.

**વીરમિત્ર**—પિતાજીની સંમતિ સિવાય વરમાળ આરોપાય નહિં.

(ટેબ્લો)



સાવિત્રીએ સત્યવાનને વરમાળ આરોપતાં પ્રધાનોની અટકાયત.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો.

સ્થળ—આકાશ.

પાત્ર—નારદ.

નારદ— ગાયન.

ભજને શ્રી યદુરાય, ઓ જીવડા ભજને શ્રી યદુરાય;
તારો અમૂલ્ય અવસર જાય.—ઓજીવડા.
કામ ક્રોધ મદલોભ મોહમાં, અંધ બની લપટાય;
હરિ ભજન રૂપ ખટરસ ભોજન, તજી મૂર્ખ ખડ ખાય.—ઓ.
કાયા કાચ તણી છે કોઠી, ફટ દઇ ફુટી જાય;
ગઇ પલક પાછી નવ આવે, આયુષ્ય ઓછું થાય.—ઓ.

(નીચે જોઇને.) પૃથ્વી પર્યટન કરતાં કરતાં હું મદ્રદેશમાં આવી પહોંચ્યોને શું ! સાવિત્રી પણ દેશાટન કરીને આજ આવ્યાં છે, તેણે કયા દેશના રાજકુમારને પસંદ કર્યો છે તે અશ્વપતિના દરબારમાં જઇને જાણું. (નીચે ઉતરે છે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ—અશ્વપતિનો દરબાર.

પાત્ર—અશ્વપતિ, માલવી, સાવિત્રી, વીરમિત્ર, શત્રુશલ્ય, માલતી, માધવી, નારદ.

(સાવિત્રી દેશાટન કરીને આવ્યા પછી)

અશ્વપતિ—આર્ય વીરમિત્ર ! અને સુજ્ઞ શત્રુશલ્ય ! પુત્રી સાવિત્રી સાથે તમે જે જે દેશોનું અવલોકન કર્યું હોય, તે વિસ્તારપૂર્વક ફરી મને કહી સંભળાવો ?

વીરમિત્ર—મહારાજ ! અમે ભર્તખંડની ચારે દિશામાં ફરી વળ્યા, મહાન્ મહાન્ ભૂપતિઓનાં કીર્તિવંત નગરો જોયાં પણ બ્હેન સાવિત્રીનું મન કયાંય વિરામ પામ્યું નહિ.

**શત્રુશલ્ય**—રાજન્! અમે જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાંના રાજાઓ તરફથી અમારો આદરપૂર્વક સત્કાર થયો, દેશે દેશના શૂરવીર સૌન્દર્યવાન, વિદ્વાન અને સર્વગુણાલંકૃત યુવરાજો જોયા, પણ સાવિત્રી બ્હેનનું મન કોઇ રાજકુમાર આકર્ષવા ભાગ્યશાળી થયો નહિ.

**વીરમિત્ર**—છેવટે નિરાશ થઇ ઘર તરફ વળતાં માર્ગમાં ઋષિ મુનિનાં તપોવનો નિરખતાં નિરખતાં, છેલ્લે શાલ્વ દેશના રાજર્ષિ દ્યુમત્સેનના આશ્રમમાં આવી ચડયા.

**અશ્વપતિ**—અહો! એતો મારા બાળમિત્ર! શું એ વાનપ્રસ્ત થયા છે?

**શત્રુશલ્ય**—વાનપ્રસ્ત તો નથી થયા પણ પ્રારબ્ધયોગે એ દંપતી ચક્ષુહીન થવાથી, તેમના બંધુ ચંડસેને બંડ કરી રાજ્યગાદી છીનવી લીધી, તેથી તે પુત્ર પરિવાર સહિત તપોવનમાં આવી કાળ નિર્ગમન કરે છે.

**અશ્વપતિ**—શિવ! શિવ! આ હું શું સાંભળું છું!! મારા મિત્રની એવી સ્થિતિ છે, તેની મને આજસુધી ખબરજ નથી; તેમ દ્યૂમત્સેને પણ કહેવરાવ્યું નહિ.

**વીરમિત્ર**—એ રાજર્ષિ સદા સંતોષી અને પ્રાપ્ત થયેલ સ્થિતિને પણ ઉત્તમ માનનારા છે, વિપત્તિમાં પણ સ્થિર વૃત્તિથી ધર્મ પરાયણ છે; તેમ તેમના પુત્ર સત્યવાન પણ વર્તમાન સ્થિતિમાં આનંદ માની નિરંતર પિતૃ ભક્તિમાં તલ્લિન છે.

**શત્રુશલ્ય**—એવી રાજ્ય ભ્રષ્ટ સ્થિતિ છતાં, પોતાના મિત્રની પુત્રી સાવિત્રીને જોઈ એ દંપતીએ પુત્ર કરતાં પણ વિશેષ વ્હાલ દાખવ્યું, જે જોઈ અમને તેમની વર્તમાન સ્થિતિ માટે ઘણોજ ખેદ થયો

**અશ્વપતિ**—ધન્ય છે! એમના મિત્ર ધર્મને!! અને ધિક્કાર છે મને કે મેં એમની આજસુધી સંભાળ લીધી નથી.

**માલવી**—હજી પણ તે સમય વીતી ગયો નથી·

**વીરમિત્ર**—એ માયાળુ દંપતીના પ્રેમથી, બ્હેનપણ બહુજ પ્રસન્ન થયાં.

**અશ્વપતિ**—પિતાના મિત્રને પિતાતુલ્ય માનવા એ સુશીલ પુત્રીનું ભૂષણ છે.

**શત્રુશલ્ય**—બ્હેને પણ તેવુંજ આચરણ કરી બતાવ્યું છે.

**માલવી**—કેવું ?

**વીરમિત્ર**—એમના પુત્ર સત્યવાનને વરમાળ આરોપી પુત્રીભાવ પ્રકટ કર્યો.

**અશ્વપતિ**—એતો મને બહુ ગમતું થયું !

**વીરમિત્ર**—પણ અમે ગમતું ગણતા નથી.

**માલવી**—શા કારણથી ? શું સત્યવાનમાં તેવી યોગ્યતા નથી ?

**વીરમિત્ર**—યોગ્યતા તો ભરપૂર છે, સર્વ ગુણ સંપન્ન છે, સ્વરૂપમાં બ્રહસ્પતિને પણ લજાવે તેવા છે.

**શત્રુશલ્ય**—શૂરવીરતામાં એની બરોબરી કરે એવો બીજો કોઈ ક્ષત્રિય પુત્ર ભાગ્યેજ હશે !

**અશ્વપતિ**—ત્યારે પછી કહેવા જેવું શું છે ?

**વીરમિત્ર**—પદભ્રષ્ટ છે એજ ખામી છે, બાકી સર્વ સદ્ ગુણોથી અલંકૃત છે.

**શત્રુશલ્ય**—લાડમાં ઉછરેલાં કોમળાંગી બ્હેન સાવિત્રી, શું તપોવનમાં રહેવાને લાયક થશે !

**માલવી**—ના, એ તો ખમા ખમા થતા રાજભુવનને શોભાવશે.

**સાવિત્રી**—( શરમાઈ નીચું જોઈ.) પણ હું તો વિક્ષેપ વિનાના ઋષિ આશ્રમો ઉત્તમ માનું છું, જ્યાં એક ચિત્તે પ્રાણપતિની સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થાય છે.

**અશ્વપતિ** —સાંભળ્યું સાવિત્રીના મનનું મોટાપણું, હું પણ એનાજ મતને મળતો છું.

**માલવી**—આપ ભલે હો પણ આ બન્ને રાજ્ય ભક્ત પ્રધાનો હા પાડે નહિ, ત્યાં સુધી સાવિત્રીનો વિવાહ સત્યવાન સાથે થાય નહિ એવો મારો મત છે.

**અશ્વપતિ**—એ મતથી હું પણ વિરૂદ્ધ છું નહિ, સાવિત્રી આપણ બન્નેને સમાન પ્રિય છે, પણ પ્રધાનો માત્ર સત્યવાનની અયોગ્યતા પદભ્રષ્ટ સિવાય બીજી બતાવતા નથી, તો પ્રથમ તેમના શત્રુને છુંદી તખ્તનશીન કર્યા પછી લગ્ન કરવામાં કાંઈ વાંધો છે ?

**માલવી**—તો પછી હું વાંધો જોતી નથી.

**વીરમિત્ર**—આપ નથી જોતાં પણ અમારું મન તો એ સંબંધ થવાજ ના પાડે છે.

**અશ્વપતિ**—કારણ ?

**શત્રુશલ્ય**—તેનું કારણ શું છે તે અમે કાંઈ કહી શકતા નથી, માત્ર અંતઃકરણજ કોણ જાણે શા કારણથી પ્રસન્ન થતું નથી.

**નારદ**—(નેપથ્યમાં) ભજગોવિન્દમ્ ભજગોવિન્દમ્.

**અશ્વપતિ**—વાહવાહ ! નારદ મુનિનું આગમન યોગ્ય સમયેજ થયું.

**માલવી**—એમને પૂછવાથી પ્રધાનોના મનનો સંશય ટળશે.

**નારદ**—(પ્રવેશ કરી) મહારાજાનો જય હો.

**સર્વે**—પ્રભુ ! નમન કરીએ છીએ.

**નારદ**—કલ્યાણ મસ્તુ. (આસનપર બેસે છે)

**અશ્વપતિ**—દેવ ! આપની અગત્યતા હતી, ત્યાંજ આપનું આગમન થયું.

**નારદ**—એવી શું અગત્યતા છે ?

**અશ્વપતિ**—આ મારી પુત્રી સાવિત્રી એક વર્ષ દેશાટન કરીને આવી.

**નારદ**—હા તે હું જાણું છું, મન ઇચ્છિત પતિ શોધવા આપે મોકલ્યાં હતાં.

**અશ્વપતિ**—તે પ્રમાણે કોઈ તખ્તનશીન રાજકુમાર પસંદ નહિ કરતાં, શાલ્વ દેશના પદભ્રષ્ટ મારા મિત્ર દ્યુમત્સેનના પુત્ર સત્યવાનને તે વરવા ઇચ્છા રાખે છે, તેમાં આપનો શું અભિપ્રાય છે; એ જાણવા હું ઇચ્છા રાખું છું.

**નારદ**—આ પૃથ્વી ઉપર સત્યવાન જેવો બીજો કોઇ રાજ પુત્ર વખાણવા યોગ્ય છે નહિ, માટે તેને રાજ્ય પર સ્થાપિત કરી વરમાળ આરોપાવો તો ઉત્તમ છે.

**સાવિત્રી**—(સ્વગત) મહામુનિ નારદજી અત્યારે તો બંધ બેસ્તું બોલ્યા.

**અશ્વપતિ**—ત્યારે સત્યવાનમાં પદભ્રષ્ટ સિવાય બીજો કોઇ દોષ આપના જોવામાં આવતો નથી ?

**નારદ**—લેશ માત્ર નહિ, સર્વ વિદ્યાથી સુજાણ છે, વિનય અને વિવેકનો તે ભંડાર છે, શૂરવીર ક્ષમાવંત તથા ધૈર્યવાન છે. દરેક ઉત્તમ ગુણોથી સુશોભિત છે, સૌન્દર્યવાન છે, એટલુંજ નહિ પણ અનુપમ ઉદારતા સુજનતા તથા સરલતાથી ભરપૂર છે. પિતૃભક્તિમાં તો એનો જોટો હું કયાંય જોતો નથી; એના પ્રત્યેક ગુણનું યથાસ્થિત વર્ણન કરવા બેસું તો પાર આવે તેમ નથી.

**સાવિત્રી**—(સ્વગત) નારદજીનું એકે એક વચન મને હર્ષ ઉપજાવે છે, સાંભળતાંજ મારું હૃદય આનંદથી ઉભરાઇ જાય છે.

**અશ્વપતિ**—વાહવાહ ! ધન્ય છે એવા ઉત્તમ લક્ષણવંતા રાજકુમારના માત પિતાને, કે જેની પ્રશંસા અમે આપના મુખથી શ્રવણ કરીએ છીએ.

**માલવી**--ભગવન્ ! સત્યવાનના ગુણનું વર્ણન સાંભળી અમે ઘણાં પ્રસન્ન થયાં છીએ પણ તેનું આયુષ્ કેટલું છે તે કૃપા કરીને જણાવશો ?

**સાવિત્રી**—(સ્વગત) માતુઃશ્રીએ આયુષ્યનો પ્રશ્ન પૂછી, મને વિમાસણમાં નાખી; એ જાણવાની અત્યારે શી અગત્ય છે; દૈવે નિર્માણ કર્યું હશે એટલું હશે, આપણું પણ કોણે ભરી રાખ્યું છે.

**અશ્વપતિ**—મુનિ ! સ્રીઓ સદા સૌભાગ્યને ઇચ્છે છે, માટે પુત્રી કરતાં જામાત્ર દીર્ઘાયુષી હોવો જોઇએ.

**નારદ**—રાજા ! એ પણ એની જન્મ કુંડલીનો વિચાર કરીને કહું છું-

**વીરમિત્ર**—જન્મ કુંડલી અમે સાથે લેતા આવ્યા છીએ. (આપે છે.)

**સાવિત્રી**—(સ્વગત) પ્રભુ! લાંબુ આયુષ્યવાળા કહેજો.

**નારદ**—(જન્મ કુંડલી જોયા પછી ધ્યાનથી જોઇને, સ્વગત) શિવ! શિવ! આ શું!! સત્યવાનનું આયુષ્ હવે માત્ર એકજ વર્ષનું બાકી છે. (જાગ્રત થઈ પાછી જન્મકુંડલી જુવે છે,

**અશ્વપતિ**—મુનિરાજ! આપની મુખ મુદ્રા જન્મકુંડલી જોવાથી કેમ બદલાઈ! શું અશુભ ગ્રહો છે? વિચારના વમળમાં ઉંડા ઉતરી ગયા!!

**નારદ**—રાજન્! શું કહું! જેના પર વિપત્તિ પડે છે, ત્યારે તે પરિવાર સહિત આવે છે, અંધની લાકડી સમાન સત્યવાન સર્વ ગુણ સંપન્ન છે, પણ એક દોષ એવો છે કે, તેની સાથે સાવિત્રીનો વિવાહ કરવો મને યોગ્ય લાગતો નથી.

**સાવિત્રી**—(એકદમ ઉઠીને) ગમે તેવો દોષ હોય તો પણ તે મારે મંજુર છે, કૃપા કરી એ દોષ કહેશો નહિ, નહિતર મારાં માત પિતા મને અટકાવશે અને હું એને વર્યા વિના રહેવાની નથી.

**માલવી**—(હાથ પકડી બેસાડીને) જાણવા તો દે, સાધારણ દોષ હશે તો અમે ના નહિ પાડીએ.

**નારદ**—બ્હેન! સાહસ કરવાનું નથી, આતો જીંદગીનું સાટું છે, માટે વિચાર કરીને પગલું ભરાય તો પાછળથી પશ્ચાત્તાપ ન થાય.

**સાવિત્રી**—મારા ઉતાવળાપણાને માટે ક્ષમા માગું છું. હું આપની પુત્રી ક્ષમાને પાત્ર છું.

**વીરમિત્ર**—મહારાજા! એ દોષને લઇનેજ અમારું અંતઃકરણ હા પાડતું નહોતું, એ પ્રત્યક્ષ નારદ મુનિના કહેવાથી જાણ્યું,

**અશ્વપાત**—એવો તે શો દોષ છે કે જે તેના સર્વ ગુણોને ઢાંકી દે છે?

## सुकन्या-सावित्री नाटक



નારદનું અશ્વપતિના દરબારમાં સત્યવાનનું ભવિષ્ય સૂચન.

લક્ષ્મી આર્ટ. ભાયખળા. મુંબઈ.

**નારદ**—રાજા ! હું શું કહું, કહેતાં મારી જીભ ઉપડતી નથી.

**માલવી**—તો પછી લગ્ન માટે હું કદી સંમતિ આપવાની નથી.

**સાવિત્રી**—પ્રભુ ! વિશેષ સંશયમાં નહિ રાખતાં ઝટ કહીદ્યો, મારી ધીરજ રહેતી નથી.

**નારદ**—મહારાજા ! અને મહારાણી ! સત્યવાનની જન્મ કુંડલી પરથી એનું આયુષ્ય હવે માત્ર એક વર્ષનુંજ બાકી છે.

**સાવિત્રી**—હેં ! ! (મુર્છાંગત થાય છે)

**માલવી / અશ્વપતિ**—હેં ! ! (આશ્ચર્યતાથી) એકજ વર્ષનું બાકી છે ! ! (સ્તબ્ધ થઈ જાય છે)

**માલતી**—(ગભરાઈને) અલી ! દોડો દોડો, બ્હેન મુર્છાંગત થયાં, ગુલાબજળ લાવો.

**માધવી**—પવન ઢોળો. (પવન ઢોળે છે)

**માલવી**—(સાવિત્રીને મુર્છાંગત જોઈ ચમકીને) ચંદનરસ લાવો. (સાવિત્રીને ખોળામાં લઈ) શિવ ! શિવ ! દેવી શૈબ્યા, પુત્ર અવસાન શી રીતે ખમી શકશે ! !

**માલતી**—ટળવળીને મરી જશે. (ગુલાબજળ તથા ચંદન ચોપડી સાવિત્રાને સાવધ કરે છે.)

**અશ્વપતિ**—( ગદ્‌ગદ્ કંઠે ) અરે દૈવ ! આ શું ! ! રાજર્ષિ દ્યૂમત્સેન આના કરતાં તમને પુત્ર ન હોતતો વધારે સારું હતું, પુત્ર રત્ન આપી તમને દૈવે ભૂલાવ્યા છે; શું એક વર્ષપછી શીતલ છાયામાંદાહ લાગશે ! શું અમૃત ઝરો એકદમ સુકાઈ જશે ! !

**માલવી**—વિધાતા ! વિધાતા ! જેની ઉપમા ન આપી શકાય એવું ઉત્તમ મનુષ્ય રત્ન ઉપજાવી અલ્પકાળમાં તેનો નાશ કરે છે, એ કેવી તારી ક્રૂરતા ! !

**નારદ**—રાજા ! દૈવેચ્છા અટકાવવા મહાન્ પુરુષો પણ સમર્થ નથી, સહુ તેને આધીન છે.

**અશ્વપતિ**—હરિ ! હરિ ! માતપિતાની સેવામાં શ્રવણની પેઠે પ્રીતિ ધરાવનાર, એ પુત્ર રત્નનો વિયોગ અંધદંપતી શી રીતે સહન કરી શકશે ! !

**માલવી**—આર્યપુત્ર! ભવિષ્ય આગળ દેવ, દાનવ કે મનુષ્ય સર્વ નિર્બળ છે, માટે ખેદ નહિ કરતાં હવે શું કરવું એજ મહામુનિને પૂછો.

**અશ્વપતિ**—એક તરફથી પુત્રી સાવિત્રીનું મન સત્યવાન પ્રત્યે આકર્ષાયું છે તે વળે તેમ નથી, અને બીજી તરફથી મારા પરમમિત્રના પુત્રનું એક વર્ષ પછી મરણ થશે! બન્ને બાજુથી હું દુઃખી છું.

**માલવી**—ભગવાન્ નારદજી! હવે અમારે સાવિત્રીના સંબંધમાં કેમ કરવું, એ આપ કૃપા કરીને જણાવશો?

**નારદ**—પુત્રી સાવિત્રીએ બીજો યોગ્યવર પસંદ કરવો, એવી મારી સલાહ છે.

**અશ્વપતિ**—મને પણ એમજ ઉત્તમ લાગે છે. (સાવિત્રી પ્રત્યે) પુત્રી! મહામુનિના કથનને તારે અનુસરવું એવી મારી ઈચ્છા છે.

**સાવિત્રી**--પણ મારું મન તેમ કબુલ કરે તેમ છે નહિ.

**માલવી**--છે નહિ શું! ફરી દેશાટન કરવું. (સાવિત્રી મૌન્ય રહી વિચાર કરે છે.) શું વિચાર કરે છે? બહુ રત્ના વસુંધરા, માટે ફરી દેશાટન કરી તારે યોગ્યપતિ શોધી કાઢ, એક વર્ષ પછી કેવું થાય તે જોતી નથી?

**સાવિત્રી**—(ગદ્ ગદ્ કંઠે) માતા પિતા પ્રત્યે પુત્રીનો શોધર્મ છે તે હું સમજું છું, પુત્રીએ પરણ્યા પહેલાં માતા પિતાની આજ્ઞામાં રહેવું એ સનાતન ધર્મ છે, તે મારાથી અજાણ્યું નથી. આપે મને ઉછેરવામાં અથાગ કષ્ટ સહન કર્યાં છે, પ્રાણથી પણ પ્રિય ગણી પોતાના સુખનો ભોગ આપી ફુલની પેરે ઉછેરી છે, એ આ જન્મમાં વિસરું તો મારા જેવી કોઈ કૃતઘ્ની નહિ, આપના ઉપકાર તળેથી હું તસુ પણ ખસી શકું તેમ છું નહિ, વળી અત્યારે પણ મારાજ સુખને માટે આપ ના પાડો છો એ પણ હું સમજી શકું છું છતાં હે જનની........

**માલવી**—જનની કહી કેમ અટકે છે! જે તારા મનમાં હોય તે કહીદે ?

**સાવિત્રી**—હે જનની! હું મનથી પણ બીજા પતિની ઈચ્છા કરતી નથી, હું જેને ચાહુ છું તેજ મારો પતિ, તેજ મારો ગુરુ, અને તેજ મારો ઈશ્વર છે; પછી ભલે તે અલ્પાયુષી હોય કે દીર્ઘાયુષી, પણ મારે તો એજ વંદ્ય છે.

**માલવી**—પરણ્યા પહેલાં વંદ્ય !

**સાવિત્રી**— ગાયન

બોલું ન કદી બોલજે, પજે ના પજ્યા (૨)
લલાટે લખ્યા લેખને ટળે શું ટળ્યા.
સુણ્યાં શું કદી નેવ નીર મોભે વળ્યાં,
શુદ્ધ પ્રેમે હૃદય એ મળ્યાં તે મળ્યાં;
સંકલ્પ અચળ મારા ચળે ના ચળ્યા (૨)
સાકર કેરા હીરા ગળ્યા તે ગળ્યા.—બોલું.

**માલવી**—પુત્રી ! તારાં આ વચનો મારું કાળજું ચીરી નાખે છે, અઢાર વર્ષ પર્યંત વ્રત કરી, મંત્રથી અગ્નિને આહુતિ આપી તૃપ્ત કર્યા, ત્યારે તારું મોં જોયું છે, તેને શું હું વૈધવ્ય દશામાં જોઉં? કદી નહિ, એના કરતાં તો હુંજ મરણુને શરણુ થાઉં, માટે ફરી વિચાર કરીને બોલ.

**સાવિત્રી**—(ગદ્દ્ ગદ્દ્ કંઠે) આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા હું શક્તિવાન નથી, તમે મારું શ્રેય ઈચ્છીનેજ સંમતિ આપતાં નથી, એ હું સમજું છું, પણ મારું મન સર્વત્ર સત્યવાન સત્યવાનનેજ જુવે છે, તેનું શું કરું ! કાંતો હા પાડો ને કાંતો તપ કરવાની આજ્ઞા આપો, એટલે એક વર્ષમાં હું પણ આ દેહને ગાળી, બીજા ભવમાં મારા પતિની સમભાગી થાઉં, પણ બીજાની પત્ની નહિ થાઉં.

**સાવિત્રી દેવી**--(અંતરીક્ષથી)

**ગીતી.**

પ્રિય પુત્રી સાવિત્રી ! ઇચ્છિત વરને પ્રેમ થકી વરજે;
અખંડ ચુડો પામીશ, વટ સાવિત્રી વ્રત તું કરજે.

**સાવિત્રી**—( સાનંદાશ્ચર્યથી ) અરે ! આ અમૃત વાણી ક્યાંથી વર્ષી ! !

**માલવી**—(ચો તરફ દૃષ્ટિ કરી) અહિં કોઈ દેખતું નથી! શું આકાશ વાણી થઇ ! !

**નારદ**—હા એ દેવવાણી છે (ધ્યાનથી) સાવિત્રી દેવીના પ્રસાદથી ઉત્પન્ન થયેલી પુત્રી સાવિત્રીનું એજ ભવિષ્ય છે, વટ સાવિત્રીનું વ્રત કરવાથી સત્યવાન દીર્ઘાયુષી થશે; માટે વ્રત લઈ સાવિત્રી સત્યવાનને ખુશીથી વરમાળ આરોપે.

**સાવિત્રી**—મુનિવર નારદને મારા સાષ્ટાંગ દંડવત પ્રણામહો. ( પગે પડે છે.)

**સાવિત્રી દેવી**--(પ્રત્યક્ષ આકાશ માર્ગે જતાં જતાં, ફરી એની એ ગીતી બોલે છે સહુ જોઈ સ્તબ્ધ થઈ તેમનું ગમન જુવે છે.)

ગીતી

પ્રિય પુત્રી સાવિત્રી! ઇચ્છિતવરને પ્રેમ થકી વરજે;
અખંડ ચુડો પામીશ, વટ સાવિત્રી વ્રત તું કરજે.



# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ઈન્દ્રની કચેરી.

**પાત્ર**—અપ્સરાઓ, નારદ, ઈન્દ્ર, યમ, શચિ.

(અપ્સરાઓ નૃત્ય કરે છે બાદ નારદજીનું આગમન થાય છે)

**નારદ**— ગાયન

સમર મન સમર સમર ઘનસ્યામ (૨)
પુરુષોત્તમ ત્રિગુણાત્મક સ્વામી;
વ્યાપક અંતર્યામ— સમર.
ત્રિલોક પાલન પ્રભુ ભવ તારન;
અચળ અવિચળ ધામ—સમર.
લોચન લલિત, અમંગલ મોચન;
જન મન પૂરન કામ—સમર.

**ઇન્દ્ર**—મુનિરાજ ! વંદન કરું છું, બહુકાળે દર્શન દીધાં !

**નારદ**—દેવેન્દ્ર! હમણાં હું મૃત્યુ લોકમાં વિચરતો હતો.

**ઈન્દ્ર**—મુનિ! સ્વર્ગ લોક, બ્રહ્મલોક કે વિષ્ણુ લોકમાં નહિ વિચરતાં આપને મૃત્યુ લોક નિરખવાની જિજ્ઞાસા શાથી થઈ?

**નારદ**—સુરપતિ! મૃત્યુલોકમાં મનુષ્યો નાના પ્રકારના વ્રતો કરી ઇચ્છિત ફળ મેળવે છે, યજ્ઞો કરી સ્વર્ગ કે મોક્ષના પણ અધિકારી થાય છે; એવો ઉત્તમ મનુષ્ય લોક પણ જોવા જેવો છે.

**ઈન્દ્ર**—મૃત્યુ લોકમાં એવાં ઉત્તમ મનુષ્યો તમે કયાં કયાં જોઈ આવ્યા તે કહેશો?

**નારદ**—હમણાં હું અશ્વપતિ રાજાને ત્યાંથી આવું છું, તેની પુત્રી સાવિત્રીનો પતિ પ્રત્યેનો અડગ પ્રેમ જોઇ ચકિત થયો છું.

**યમદેવ**—સાવિત્રી દેવીના વરથી ઉત્પન્ન થએલી તે સાવિત્રી તેવી હોય તેમાં નવાઇ નથી.

**ઈન્દ્ર**—તેના અજીત હૃદયને જીતનાર એવો કોણ રાજબીજ છે?

**નારદ**—નિરંતર માત પિતાની સેવામાં તત્પર રહેનારો, સદા બ્રહ્મચર્ય પાળનારો, તથા કદી અસત્ય નહિ બોલનારો, પદભ્રષ્ટ રાજા દ્યુમત્સેનનો સત્ય મૂર્તિ પુત્ર સત્યવાન.

**યમદેવ**—તેનું આયુષ્ય તો માત્ર હવે એકજ વર્ષનું બાકી છે, તેથી સાવિત્રી શું સુખ મેળવશે?

**નારદ**—એક વર્ષનું છે એવું જાણુતા છતાં જેનો પ્રેમ અડગ રહેલો છે, એજ આશ્ચર્ય જેવું છે.

**ઈન્દ્ર**—મુનિ! ખોટું બોલવું, સાહસ કરવું, મૂર્ખપણું, અતિ લોભપણું, અપવિત્રપણું, આટલા દોષો સ્ત્રી વિષે સ્વાભાવિક રહેલા છે, તો તેનું અડગપણું ટકી રહે એ અસંભવિત છે.

**નારદ**—દેવેન્દ્ર! એ કન્યા સુશીલ છે, મન વચન અને કર્મથી પવિત્ર છે.

**ઇન્દ્ર**—તમે બાળબ્રહ્મચારી છો એટલે સ્ત્રીના ચરિત્રોથી અજાણ્યા છો, પણ મનુષ્ય લોકમાં સ્ત્રીઓનાં મન ચલિત હોય છે, સૌન્દર્યવાન પુરુષો તેનું મન આકર્ષે છે, જ્યાં સુધી તેવો પ્રસંગ નથી પડયો ત્યાં સુધી તે દૃઢ રહે છે, પણ તેવો પ્રસંગ આવવાથી તેની કસોટી થાય છે.

**નારદ**—સુરપતિ! સ્વર્ગ મૃત્યુ કે પાતાળમાં આપ જેવો હું કોઇ સૌન્દર્યવાન જોતો નથી, સોળે કળાથી સંપૂર્ણ દેવેન્દ્ર પણ એ બાળાને ચલિત કરવા સમર્થ નથી તો અન્ય પુરુષની તો શી વિસાત! સત્યવાન સિવાય જેની દૃષ્ટિ અન્ય જોતીજ નથી, તેવી દૃઢ પ્રેમવાળીતો એક સાવિત્રીજ જગતમાં મેં જોઈ.

**શચિ**—ત્યારે તો મારા જેવી.

**નારદ**—તમેતો સ્વર્ગના અધિપતિ સર્વગુણ સંપન્ન સૌન્દર્યવાન ઇન્દ્રનાં પત્ની છો, પણ આતો પદભ્રષ્ટ રાજાનો પુત્ર, રાજ ચિન્હથી વિમુખ, એક વર્ષના આયુષ્યવાળો અને રંક છતાં તેના પ્રત્યે જેનો અચળ પ્રેમ છે, એ તમારા જેવી કેમ કહી શકાય!

**શચિ**—પ્રાણપતિ! નારદજી સાવિત્રીનાં વિશેષ વખાણ કરે છે તે તેમની પ્રકૃતિ પ્રમાણે તો નથી કરતા? એ જાણવું જોઇએ, હું ધારું છું કે તેણે આપને જોયા નથી ત્યાં સુધી એ અડગ પ્રેમવાળી છે, તો તેને દૃષ્ટિ ગોચર થશો.

**ઇન્દ્ર**—દેવિ! મને ઉપાધિમાં કયાં નાખો છો? મનુષ્ય લોકમાં એવાં સ્ત્રી રત્ન હોય તો વધારે ઉત્તમ છે; તેના પ્રેમની કસોટી કરવી એ આપણને યોગ્ય નથી. ગૌતમઋષિનાં પત્ની અહલ્યાની કસોટી કર્યા પછી મેં નીમ લીધું છે કે કોઇ સતીની છેડ કરવી નહિ.

**શચિ**—નારદજીએ મારા કરતાં તેને શ્રેષ્ટ કહી તો મારે તેનું સત્ય જોવું છે, પ્રભુ! જયાં સુધી તેની તમે

કસોટી નહિ કરો ત્યાં સુધી હું આપની પાસે બેસવાની નથી (ઉઠે છે)

ઈન્દ્ર—(શચિનો હાથ ઝાલી)

ગાયન

એ શાણી! શાણી હઠ છોડો તમારી,
શચિ—મેં જાણી જાણી મીઠી વાણી તમારી
નારદ—બોલી શ્રી નાયક સાધક નાથ,
ઈન્દ્ર—દેવાધિ દેવે ગ્રહ્યો તમ હાથ;
પ્રેમ તમારો શું દેશો વિસારી—એ શાણી!
બાંધેલી મુઠ્ઠી જે લાખ સમાન,
ખોલી તે ખાલી ખોશો હાથે માન;
હાંસી તમારે જાશે પતમારી—એ શાણી!

શચિ—મારે તો નારદજીને જુઠ્ઠા ઠરાવ્યા વિના બેસવું નથી.

ઈન્દ્ર—નારદજી! તમે તો બહુ દિવસે આવીને ભાવ સારો ભજવ્યો.

નારદ—એમાં હું શું કરું! શચિને અભિમાન થયું છે તો ભલે ખુવે; સાવિત્રી ડગે તેવી નથી, તમારે તમારું ભૂષણ ખોવું હોય તો જાઓ, એમાં મારી ના નથી.

ઇન્દ્ર—તમારી તો ના નથી પણ સાવિત્રીને વિનાકારણે ચિત્તભ્રમ કરવી તેનો કંઈ વિચાર કર્યો? વિશેષ ન બોલ્યા હોત તો આ પરિણામ ન આવત.

નારદ—હું શું જાણું જે શચિ ઈર્ષાળુ હશે!

શચિ—હું ઈર્ષાળુ છું કે શુદ્ધ મનની છું, તેની ખાત્રી કરી આપીશ.

ઇન્દ્ર—તમારી ખાત્રી કરવા જતાં મારે મારું માન ગુમાવવું પડશે.

શચિ—પોતાની અર્ધાંગનાનું માન સાચવવા જતાં તેમ પણ થાય.

નારદ—શક્તિને આધીન કોણ નથી થયું! બ્રહ્મા વિષ્ણુને મહેશ પણ થયા છે તો તમારો શો ભાર છે; તમને પણ તમારા રૂપનું બહુ અભિમાન છે તેની ખબર પડશે.

શચિ—નારદજીની જીભ બંધ કરવી જોઈએ.

**ઈન્દ્ર**—નારદજીની જીભ બંધ કરતાં મારી જીભ બંધ થશે, તમને પ્રસન્ન કરવા હું ચન્દ્ર સૂર્યને લેઇને જઈશ, પણ પરિણામ આપણા લાભમાં ઉતરશે એમ હું માનતો નથી.

**શચિ**—તમે નથી માનતા પણ હું તો માનુ છું (સ્વગત) સાવિત્રી ચળશે તો નારદજી ખોટા પડશે, અને નહિ ચળે તો પ્રાણપતિને પોતાના રૂપનો બહુ મોહ છે તે ગર્વ તેમનો ઉતરશે; આપણે બેય રીતે લાભ છે.

**નારદ**—(સ્વગત) સાવિત્રીનાં વખાણ કરતાં તેને વિઘ્ન ઉત્પન્ન કર્યું, બહુ ખોટું થયું ! પણ હરિ લાજ રાખશે; કુળવાન કન્યા કસોટીમાં પાર ઉતરશે એ મને ખાત્રી છે અને આ મહાંધ ઇન્દ્ર સ્ત્રી વશ થઇને જાય છે તો પાછો પડશે. (પ્રકાશ) મહેન્દ્ર ! હું રજા લઉં છું.

**ઈન્દ્ર**—ભલે પધારો અને પાછા વહેલા વહેલા કાર્યનું કારણ જાણવા પધારજો.

**નારદ**—કાર્યનું કારણ મેં તો જાણી મૂક્યું છે. (જાય છે.)



## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ઉલ્લુસિંહનું ઘર.

**પાત્ર**—ઉલ્લુસિંહ, ઝુમખી, છપ્પરપગી, ગરીબદાસ ચડસુલી વગેરે.

**ઉલ્લુસિંહ**—(વરના વેષમાં ઉઘાડી તલવારે) બેસતો રાજા અને આવતી વહુ, પો પડયો તો પડયો નહિ તો અંત સુધી રખડયો; અત્યારે ઘરમાં પેસતાં મીંદડી આડી ઉતરી એ ઠીક જોગ છે, માટે તોફાન મચાવું. (ચો તરફ જોઈને) તારી માની મીંદડી તું અત્યારે આડી ઉતરી, મારીજ નાખું. (ચારે તરફ શોધે છે)

**છપ્પરપગી**—(આવીને) ઉલ્લુસિંહજી ! આ શું માંડયું છે ? ગોત્રિજને પગે તો લાગો, અમને ત્યાં મૂકીને

તમે અહિં ક્યાં નાશી આવ્યા? ગોર કહે છે વરને બોલાવો.

**ઉલ્લુસિંહ**—(નહિ સાંભળતાં) તારી માની મીંદડી; શુકન માં અપશુકન કર્યું, અત્યારે આડી ઉતરી હાથમાં આવે તો રેંસીજ નાખું. (ચારે તરફ જોતાં છપ્પર પગીને કચરે છે)

**છપ્પરપગી**—(પડીને) હું! હું! એતો હું છું. મને કચરી મારી, મીંદડી મીંદડી શું કરો છો?

**ઉલ્લુસિંહ**—હમણાં તમે મને બોલાવશો નહિ, મારો જીવ ઠેકાણે નથી; ઘરમાં પેસતાં મીંદડી આડી ઉતરી એને મારી નાખું, એ ગઈ ક્યાં સમો ના જોયો.

**છપ્પરપગી**—સમો સાચવવા ત્યાં ચાલો, સહુ વાટ જુવે છે.

**ઉલ્લુસિંહ**—(નહિ સાંભળતાં) તારી માની મીંદડી! મારા હાથમાં આવતો તને ખબર પાડું. (ચારે તરફ ફરેછે)

**છપ્પરપગી**—ન સાંભળો તો તમે જાણો, હું તો આ ચાલી-(જાય છે)

**ઉલ્લુસિંહ**—રાંડ મીંદડી! ઉભી રહે, તેં આ ઉલ્લુસિંહને ઓળખ્યો નથી.

**ઝુમખી**—(કન્યાના રૂપમાં આવીને) પ્રાણનાથ! આ શું માંડયું છે?

**ઉલ્લુસિંહ**—(નહિ સાંભળતાં) એ ગઈ ક્યાં, મારા આડી ઉતરી?

**ઝુમખી**—કોણ આડી ઉતરી?

**ઉલ્લુસિંહ**—મીંદડી.

**ઝુમખી**—મીંદડી શું સમજે કે આડું ન ઉતરાય!

**ઉલ્લુસિંહ**—ન સમજાય તો સમજાવું છું, એને મને શોધવાદે. (ચારે તરફ ફરે છે)

**ઝુમખી**—(હાથ ઝાલી ઉભો રાખીને) હવે એને પછી શોધજો, એકવાર સહુ આવ્યાં છે તેને તો વિદાય કરો. ગોત્રિજને પગે લાગો, બાયડીઓ આવી છે તેને ખારેકો આપો.

**ઉલ્લુસિંહ**—એકવાર મીંઢડીને ખારેક આપવા દે, તે વિના મને ચેન નહિ પડે. (શોધે છે)

**ઝુમખી**—(સ્વગત) આ ઉલ્લુસિંહ તો ઉલ્લુજ લાગે છે! નામ પ્રમાણેજ ગુણ દેખાય છે, અત્યારે વિવાહમાં વગોણું માંડ્યું છે તે. (પ્રકાશ) હવે એ ન જડે તો મુઇ, બહાર તો ચાલો.

**ઉલ્લુસિંહ**—(ચારે તરફ જોતાં જોતાં) મારે બહાર નથી આવવું, મારે તો એ મીંઢડીને મારવી છે, મારો હાથ એને દેખાડવો છે; ઘણા દિવસથી ચળવળતો હતો તે માંડ જોગ આવ્યો છે. એ ગઈ ક્યાં ?

**ઝુમખી**—ગઇ તે હવે જડશે ખરી કે ?

**ઉલ્લુસિંહ**—ન જડે કેમ ! આટલામાં છે, મેં નજરમાં રાખી છે; હમણાં પૂરીજ કરું છું, આ કાંઈ ઘઘરાણું નહોતું જે આડી ઉતરે, કાપીજ નાખું.

**ઝુમખી**—પછી નિરાંતે કાપજો, હમણાં તો ચાલો.

**ઉલ્લુસિંહ**—નહિ, હું તો એને માર્યા વિના ચાલવાનો નથી.

**ઝુમખી**—(સ્વગત) આતો જક્કી લાગે છે, કોઈનું સાંભળતોજ નથી. ( પ્રકાશ ) હવે ચાલવું છે કે આબરુ ખોવી છે ?

**ઉલ્લુસિંહ**—આબરુ છે કોને, અમે તો એકલ માણસ તે કોઈના કહ્યામાં નહિ રહેનારા, તું તારે પગે લાગ હુંતો મીંઢડીને માર્યા વિના પગે લાગવાનો નથી.

**ઝુમખી**—( સ્વગત ) આનાથી ક્યાં પાનું પાડ્યું ! આ તો પીટયો ગાંડો લાગે છે, માનતોજ નથી; મેં જાણ્યું જે જોડો મારીશ પણ આતો જોડો જુવે તેવોય નથી, મારીને ગાંડામાં ખપે તો થઈ રહ્યું, હું જીવથી જાઉં ને મનની મનમાં રહી જાય.

**ગોર**—( પ્રવેશ કરી ) ઉલ્લુસિંહજી ! ગોત્રિજને પગે તો લાગો, આ શું શોધો છો ?

**ઉલ્લુસિંહ**—મીંઢડીને શોધું છું, મુહૂર્તમાં આડી ઉતરી, એ ગઈ ક્યાં ? ( ચારે તરફ શોધે છે. )

ગોર—બ્હેન ! આતો ચળેલ લાગે છે, અત્યારે મીંદડીને શોધે છે; આમાં તું શું સુખ માણીશ ?

ઉલ્લુસિંહ—(ચારે તરફ ફરતાં ફરતાં) મને અપશુકન કર્યું, એને કાપ્યા વિના હેઠો બેસવાનો નથી.

ગોર—એતો નાશી ગઈ તે હાથ આવશે ખરી કે ? ગાંડામાં ખપો છો.

ઉલ્લુસિંહ—(ફરતાં) ગાંડા તો ગાંડા પણ એને મારીને અપશુકન તો ટાળીશ. ગોર ! તમે આઘા ખસો કયાંક વચમાં આવશો તો મીંદડી સાટે તમે મીંદડા કપાઈ જશો.

ગોર—અમે તો આ ચાલ્યા ! તમે તમારે મીંદડા મીંદડી કર્યા કરો પણ દક્ષિણા તો આપો.

ઉલ્લુસિંહ—દક્ષિણા હમણાં તો (તલવાર બતાવી) આ છે, એ મીંદડી મને શોધવા દો. (શોધે છે)

ચડસુલી—( ચાર પાંચ સ્ત્રીઓ સાથે પ્રવેશ કરીને. ) ઉલ્લુસિંહજી ! ગાઇ ગાઇને થાકયાં, હવે ખારેકો આપવી હોય તો આપો નહિતર અમે તો જઈએ છીએ.

ઉલ્લુસિંહ—(ફરતાં ફરતાં) જરા ઓરાં આવો, ખારેકો આપું, એ મીંદડી ગઈ કયાં ?

ચડસુલી—મીંદડી મીંદડી શું માંડી છે ! આ ઉભી તમારી પાસે. ( ઝુમખીને હાથે કરી બતાવે છે. )

ઝુમખી—ચડસુલી બા ! હું નહિ એતો સાચી મીંદડીને શોધે છે, ઘરમાં પેસતાં આડી ઉતરી તેને કહે છે મારી નાખું.

ચડસુલી—હવે મીંદડીને મરાય ? એતો જનાવર છે, તે શું સમજે જે આડું ન ઉતરાય, તેમાં આવડું બધું તોફાન માંડયું છે ? (સહુ હસે છે.) વાહરે વરરાજા વાહ !

ઉલ્લુસિંહ—તમે તેમાં ન સમજો, એ આડી ઉતરી તેથી મારે હવે આનાથી મળતી રાસ નહિ આવે, માટે શોધું છું, મારી દાઝ ઉતાર્યા વિના હેઠો બેસવાનો નથી.

ચડસુલી—મળતી રાસ આવશે તે જોઈ લીધું, કોઇનું માનતા નથી.

ઉલ્લુસિંહ—શું માનું ! મારું એ મીંદડીએ માન્યું નહિને.

**ચંડસુલી**—આતો મીંદડીને લવારે ચડયો છે, ચાલો ચાલો આમાં કાંઈ વળવાનું નથી.

**ઉલ્લુસિંહ**—(ફરતાં) વળે ત્યાં જાવ. (સ્ત્રીઓ જાય છે.)

**ઝુમખી**—(હાથ ઝાલીને) હવે હેઠા બેસવું છે કે ફેરાજ મારવા છે?

**ઉલ્લુસિંહ**—ફેરા મારવા છે, મને એને શોધવા દે.

**ઝુમખી**—હવે ઉભાતો રહો, સહુ હાંસી કરતાં ગયાં, આટલા દિવસ તો વાંઢા હતા તે પોષાતું, પણ હવે પરણ્યા એટલે વિવેક રાખો, પાંતે બેઠા! તોય સમજ્યા નહિ.

**ઉલ્લુસિંહ**—અમારે તો એ મીંદડીને મારવી છે, પછી બીજી વાત.

**ઝુમખી**—પછી મારજો! પણ હમણાં તો બે ઘડી સીધા રહો, સહુને વિદાય કરો, ગોરને દક્ષિણા આપો, સહુને હળો મળો, પરણીને આવ્યા છો તો એટલું તો કરવું જોઇએ.

**ઉલ્લુસિંહ**—મારેતો એ મીંદડીને માર્યા પછી બધું કરવું છે, તું વચમાં આવીશ નહિ, નહિતર મીંદડીને સાટે તું વગર પુંછડીની મીંદડી કપાઇ જઈશ, મારો પિત્તો એને માર્યા વિના હેઠો બેસવાનો નથી.

**ઝુમખી**—(હાથ મૂકી દઇને.) લ્યો મારો, હુંતો થાકી, બહાર મોઢું મારાથી દેખાડાતું નથી સહુ હસે છે.

**ઉલ્લુસિંહ**—બે દહાડા હસીને રહી જશે પણ એક વાર મીંદડીને મારવાદે.

**છીપ્પરપગી**—(આવીને) આ તમારો દીવડો, (ફેંકે છે.) હું તો જાઉં છું, વરમા થઇ તેને જમાડવું તો રહ્યું પણ ખારેકથીએ રહ્યાં.

**ઉલ્લુસિંહ**—(બડબડતાં) પાછી મીંદડી આવી કે?

**છીપ્પરપગી**—અહિં કયાં મીંદડી છે? અહિં તો હું છું.!

**ઉલ્લુસિંહ**—તમે છો? ભૂલી ગયો! ખારેકો કાલે લઈ જજો.

**છીપ્પરપગી**—કાલે હોય! વિવાહ વીત્યો ને મોડ થાંભલે, હમણાં આપવી હોય તો આપો નહિતર જઈએ છીએ.

सुकन्या-सावित्री नाटक



ઝુમખાને ઠેકાણે લાવવા ઉલ્લુસિંહની યુક્તિ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

ઉલ્લુસિંહ—ભલે હમણાં તો જાઓ.

છપ્પરપગી—બાઈઓ! સહુ જાઓ, ગાઈ ગાઇને ગળાં બેસાડયાં, ત્યાં વરનું નામ નીકળ્યું ઉલ્લુસિંહ, તે બરાબર ઉલ્લુજ છે. (જાય છે)

ઉલ્લુસિંહ—ઉલ્લુસિંહ થુલુ કાઢી નાખે તેવા છે, એ મીંદડી ગઈ કયાં?

ઝુમખી—હવે આ મીંદડીનો લવારો મૂકો તો સારું.

ઉલ્લુસિંહ—કેમ મૂકું, એ મીંદડી ગઈ કયાં?

ઝુમખી—(પગે લાગીને) તમારો પાડ જો હવે હેઠા બેસો તો.

ઉલ્લુસિંહ—હેઠા બેસશું પણ એ મીંદડી ગઈ કયાં?

ઝુમખી—પાછી મીંદડી શોધવા માંડી કે? મીંદડીની લત મૂકો તો સારું; તમે કહો તેમ કરું?

ઉલ્લુસિંહ—કર્યા વિના તો છુટકો નથી પણ એ મીંદડી ગઈ કયાં?

ઝુમખી—મીંદડી ગઇ ખાડમાં, આ તલવાર મ્યાન કરો તો સારું; હું બીહુ છું.

ઉલ્લુસિંહ—મ્યાન તો કરશું મીંદડીને મારીને પણ એ મીંદડી ગઈ કયાં?

ઝુમખી—ત્યારે મારો મીંદડીને, હું તો થાકી પણ તમે એકના બે થતા નથી. (જાય છે)

ઉલ્લુસિંહ—(ગયા પછી દાંત કાઢીને) રાંડ ડરી તો ગઈ, જોડા મારવાની વાત કરતી હતી? તે પગે લાગે ખરી? આટલું તોફાન ન કર્યું હોત તો પો ન પડત! આવી અવળચંડી આમ કર્યા વિના ઠેકાણે ન આવે. (તલવાર મ્યાન કરે છે)

ગરીબદાસ—(પ્રવેશ કરીને) મિત્ર! શું થાય છે?

ઉલ્લુસિંહ—આ પરણીને આવ્યા.

ગરીબદાસ—પરણીને તો આવ્યા પણ તમારી ભાભી કહે છે કે ઉલ્લુસિંહ તો ગાંડા થઇ ગયા છે, મીંદડીને મારવા ફરે છે. તે કયી મીંદડી?

**ઉલ્લુસિંહ**—એતો પુરુષ ચરિત્ર માંડયું હતું, પરણીને પહેલે દિવસે જેવો પો પાડીએ તેવો પડે ! તેથી જરા તોફાન મચાવ્યું હતું.

**ગરીબદાસ**—એટલા માટે કર્યું હતું ? ત્યારે મને બતાવીએ નહિ તો હુંય કરત. (સ્વગત) હુંતો પંદર દહાડામાંજ ધરાઇ ગયો છું.

**ઉલ્લુસિંહ**—પહેલે દિવસે પો પાડયો હોત તો પડત ! હવે થઈ રહ્યું !

**ગરીબદાસ**—તેતો ભૂલ આવી.

**ઉલ્લુસિંહ**—ભૂલ આવી તો હવે કળેવળે સુધારવી.

**ગરીબદાસ**—મારી રાંડ તો મહા ખટપટી છે, ચાર ઘર ફરીને આવી છે.

**ઉલ્લુસિંહ**—મારીએ એની બ્હેનપણી છે, પણ મેં ઘરમાં પેસતાંજ બ્હીવરાવી એટલે બ્હીતી રહેશે.

**ગરીબદાસ**—બળ્યો અમારો કુતર વાઘરીઓ ઘર સંસાર.

**ગાયન.**

નવ ગમે ઘરબાર, ભરી દુઃખની વખાર;
બળ્યો સંસાર નાતરીયા નાતનો.

**ઉલ્લુસિંહ**—દીઠું નારનું બજાર, વ્હોરી વ્યર્થ વહે ભાર;
જેમાં મળે નહિ મેળ કોઈ વાતનોરે.—બળ્યો.

**ગરીબદાસ**—કેમ કરી થાય કહો પ્રીતિ પરાણે?
વીતી પોતાની બીજું કોણ જાણે;

**ઉલ્લુસિંહ**—"કરે જીવતાં મ્હોકાણ, મુવે હોય તાણાતાણ" (૨)

**ગરીબદાસ**—ભાઈ બાઇનો વંહેવાર, ચાલે લાતનોરે-બળ્યો.



# પ્રવેશ ૫ મો.

**સ્થળ—બગીચામાં વડ.**

**પાત્ર**—સાવિત્રી, ચન્દ્ર, સૂર્ય, ઇન્દ્ર, સાવિત્રી દેવી અને સખીઓ.

**સાવિત્રી**—(વડ પૂજન કરે છે.)

**ગાયન.**

શ્રી વરદાયી! અભય વર આપો,
શિર ઉપર કમલ કર સ્થાપો.—શ્રી·

આધિ વ્યાધિ ઉપાધિ હરજો, પ્રિયતમ
મારાનું પ્રિય કરજો;
અનુપમ વ્રત આ ફળજો.—શ્રી.
જય જગજનની, તારન તરણી,
શુદ્ધમતિ, ભગવતી! ભવભય હરની;
શાન્તિનાથ ઉર વ્યાપો.—શ્રી.

**ચન્દ્ર**—( મૂર્તિમાન પ્રકટ થઇ ) સાવિત્રી! અલ્પ આયુષ્યવાળા સત્યવાનને પતિ તરીકે પસંદ કરવામાં તું ભૂલ કરે છે; મારી સાથે ચન્દ્ર લોકમાં ચાલ, તારે યોગ્ય પતિ તને ત્યાં બતાવીશ.

**સાવિત્રી**—પ્રભુ! મારે યોગ્ય પતિ મને આ લોકમાંજ પ્રાપ્ત થયેલા હોવા છતાં, મારે ચન્દ્ર લોકમાં શા માટે આવવું જોઈએ, હું તો સત્યવાનને વરી ચૂકી છું.

**ચન્દ્ર**—સાવિત્રી! આવો દુરાગ્રહ શા માટે કરે છે, તેની સાથે લગ્ન કરીને તું વૈધવ્ય સિવાય અન્ય કાંઇ દેખવાની નથી; માટે મારું કહેવું માન, હું તને સત્યવાનથી પણ અધિક રૂપ ગુણથી ભરેલી સૌન્દર્ય મૂર્તિઓ બતાવું, તેમાંથી તારી ઈચ્છાનુસાર પતિ ખોળી લે.

**સાવિત્રી**—પ્રભુ! આપની મારા પ્રત્યે આવી ઉદારતા જોઈ હું મને ભાગ્યશાળી માનુ છું, પરંતુ આપની આવી કૃપા થોડા સમય પહેલાં થવાની જરુર હતી; હવે તો હું મારું સર્વસ્વ એ સત્યવાનને અર્પણ કરી ચૂકી છું, હવે હું મારા મનની માલીક નથી.

**સૂર્ય**—(મૂર્તિમાન પ્રકટ થઈ) સૂર્ય લોકની સુંદરીઓને પણ ઝાંખી પાડે એવું તારું અલૌકિક સૌન્દર્ય નિહાળી હું પણ તને સૂર્યલોકમાં લઈ જવા આવ્યો છું.

**સાવિત્રી**—આપ કૃપાળુ દેવતાઓએ દર્શન આપી મને કૃતાર્થ કરી, પ્રભુ! મારા પતિનું શ્રેય થાય તેમ કરો.

**સૂર્ય**—એવા પદભ્રષ્ટ પતિનું શ્રેય કરવાથી તને શો લાભ થવાનો છે! જેણે પોતાનું જીવન સર્વસ્વ, પોતાના

અંધ માબાપની સેવામાંજ અર્પણ કર્યું છે, તે તારં મન કેવી રીતે રંજન કરી શકશે ?

**સાવિત્રી**—પ્રભુ ! માબાપની સેવા કરવી એ તો પુત્રનો પરમ ધર્મ છે, એવા સ્વધર્મ પરાયણ પતિને પામી હું મારો જન્મ સફળ કરીશ. એથી બીજું મનોરંજન શું હોઈ શકે !

**ઈન્દ્ર**—(ઉપરથી પુષ્પ વૃષ્ટિ કરી.) સાવિત્રી ! જરા આમ દૃષ્ટિ કર, હું સ્વર્ગનો રાજા ઈન્દ્ર દેવ પણ તારા લાવણ્યથી લોભાઈ અત્યંત પ્રસન્ન થયોછું. બોલ તારું શું પ્રિય કરું ?

**સાવિત્રી**—પ્રભુ ! મારા પતિનું પ્રિય થાય એવું કરો, કારણ કે તેમના કલ્યાણમાંજ મારું કલ્યાણ છે.

**ઈન્દ્ર**—અરે ભોળી બાળા ! તારે યોગ્ય પતિ તો આ મૃત્યુ લોકમાં હોઈ શકેજ નહિ, તું તો શચિનું સ્થાન શોભાવવાને યોગ્ય છે; તારા સૌન્દર્યથી હું મોહ પામ્યો છું.

**ગાયન.**

લાગી લગન મને તારી, ઓ લલના !—લાગી.

**સાવિત્રી**—સુરપતિ ! મતિ શું વિસારી ?—ઓ.

**ઇન્દ્ર**—સુંદરી ! શચિથી, અધિક સુખ આપું (૨)

પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારી—ઓ.

**સાવિત્રી**—દેવ ! તમારું ચાતુર્ય મારાથી અજાણ્યું નથી, સતી સ્ત્રીઓનાં સતીત્વ છોડાવવાની તમારી કળાતો તમારી પાસેજ રાખો.

**ઈન્દ્ર**—તું એક રાજકુમારી થઈ પદ ભ્રષ્ટ પામી પર્ણકુટીમાં નિવાસ કરનાર અંધ રાજાના પુત્રને તારા પતિ તરીકે પસંદ કરે છે તે શું યોગ્ય છે ? મારી સાથે ચાલ, હું તારી કલ્પનામાં પણ ન આવ્યું હોય એવા અનુપમ સુખનો અનુભવ કરાવું.

**સાવિત્રી**—મને મારા પતિના સુખ સિવાય બીજા કોઇ પણ પ્રકારના સુખની ઇચ્છા નથી, સત્યવાન એજ મારો પતિ અને એજ મારો ઈશ્વર છે.



સાવિત્રીએ વટસાવિત્રીનું પૂજન કરતાં, ઇન્દ્ર, સૂર્ય તથા ચન્દ્રે આવીને છળ કરવો.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

ઈન્દ્ર—અરે મંદ બુદ્ધિવાળી! તું દેવની સાથે મનુષ્યની તુલના કરવામાં મોટી ભૂલ કરે છે, કયાં સ્વર્ગનું ઈન્દ્ર ભુવન અને કયાં જંગલની પર્ણકુટી ?

સાવિત્રી—મારે મન મારા સ્વામિની પર્ણકુટી તમારા ઈન્દ્ર ભુવન કરતાં પણ વિશેષ છે.

ઈન્દ્ર—અરે! નંદન વનના સુવાસિત પારિજાતકની સાથે વગડામાં ઉછરેલા આકડાના પુષ્પને તું શી રીતે સરખાવે છે ?

સાવિત્રી—જેણે પારસમણિ પ્રાપ્ત કર્યો છે, તેને મન કાચના કટકાની કાંઈપણ કીમત હોતી નથી; જેણે સૂર્યના પ્રકાશનો અનુભવ કર્યો છે, તેને દીપકનો પ્રકાશ દેખી અંજાવાનું શું ? સત્યવાન પ્રત્યેના મારા અખંડિત પ્રેમનું ખંડન કરવાને સાક્ષાત્ બ્રહ્મા પણ શક્તિવાન નથી.

ઇન્દ્ર—નવયુવા ! જેનું આયુષ્ય હવે એકજ વર્ષનું બાકી છે, એવા ક્ષણિક આયુષ્યવાળા મનુષ્યપર મોહાસક્ત થઈ નાહક તું વ્રત ઉપવાસાદિ વડે કરીને દેહદમન કરે છે; પણ તેમાં કાંઈ વળવાનું નથી, નાહક તું તારે હાથે તારા સૌન્દર્યનો નાશ કરે છે.

સાવિત્રી—હું વ્રત ઉપવાસાદિ નિયમને સૌન્દર્યનો નાશ કરનારા માનતી નથી, એથી તો ઉલટી મારા આત્મ સૌન્દર્યમાં વૃદ્ધિ થાય છે.

ઇન્દ્ર—જે વિષયોનો તને અનુભવ નથી, તે વિષે વાદવિવાદ કરી વૃથા કાળ ક્ષેપ શા માટે કરે છે? જે સ્વર્ગ માટે મનુષ્યો તપ કરે છે, ધ્યાન ધરે છે, તથા દાન કરે છે, છતાં પ્રાપ્ત થતું નથી, તે તને સહજ પ્રાપ્ત થતાં તું તેનો અનાદર કરે છે ?

સાવિત્રી—સહજ પ્રયાસે પ્રાપ્ત થાય એવી વસ્તુને માટે મહા પ્રયાસ કરી પ્રાપ્ત કરેલી વસ્તુ ગુમાવું એવી હું છેક ભોળી નથી, આપની સાથે વાણી વિનોદ કરવા હું ઈચ્છતી નથી; માટે આપ આપના માર્ગે સિધાવો.

સાવિત્રીદેવી—(પ્રકટ થઇ) પુત્રી ! તને ધન્ય છે! આવોને આવો ભાવ તું તારા પતિ પ્રત્યે સદા ખજે એમાંજ તારું કલ્યાણ છે.

**ચન્દ્ર**—સાવિત્રી! તારો તારા પતિ પ્રત્યેનો આવો અડગ પ્રેમ જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું, તારા પતિનું પ્રિય થાઓ. (અંતર્ધાન થાય છે)

**સૂર્ય**—ધન્ય છે તારી શ્રદ્ધાને! તમો દંપતીનું કલ્યાણ થાઓ. (અંતર્ધાન થાય છે)

**ઈન્દ્ર**—આહાહા! તારી દૃઢ પ્રીતિ જોઈ મને આશ્ચર્ય થાય છે! તારા જેવું સ્ત્રી રત્ન સત્યવાનને પ્રાપ્ત થશે, એજ એના ભાગ્યોદયનું ચિન્હ છે. ભગવતી! તારો વિજય થાઓ (આકાશ માર્ગે ચાલ્યા જાય છે)

**સાવિત્રીદેવી**—પુત્રી સાવિત્રી! તારું આ કાર્ય ખરેખર દેવતાઓને પણ આશ્ચર્ય પમાડનારું થયું છે, અધમ પ્રકારનાં મનુષ્યો પોતાનું બોલ્યું વારંવાર ફેરવે છે, મધ્યમ પ્રકારનાં મનુષ્યો પળી શકાય તેટલુંજ બોલે છે, અને ઉત્તમ પ્રકારનાં મનુષ્યો તો પોતે મનમાં કરેલા સંકલ્પને પણ અંત સુધી વળગી રહે છે. તારી મનઃકામના સિદ્ધ થાઓ, હું દેવી સાવિત્રી તારાપર પ્રસન્ન થઈ છું. (અદૃશ્ય થાય છે)

**સખી**—(પ્રવેશ કરી) બ્હેન સાવિત્રી! હજી તારું વ્રત પૂર્ણ થયું કે નહિ?

**સાવિત્રી**—હમણાંજ પૂર્ણાહુતિ થઇ.

**સખી**—હું તને એક વધાઈ કહેવા આવી છું.

**સાવિત્રી**—શાની?

**સખી**—તારા લગ્નની! આજે ને આજે એ તપોવન તરફ પ્રયાણ કરવાની મહારાજાની આજ્ઞા થઇ ગઈ છે, અને સર્વ તેની તૈયારીમાંજ છે.

**સાવિત્રી**—ત્યારે હું તો તેમાંનું કંઈ જાણતી નથી! શું તું સત્ય કહે છે?

**સખી**—હાહા ખરેખર સાચુંજ કહું છું.

**ગાયન.**

સખી! તું ભલે આવી (૨)
શુભ સમાચાર લાવી.—સખી!

**સખી**—માતાજીએ બોલાવી (૨)
(સ્વગત) તને ભાવિએ ભૂલાવી (૨)—સખી!
**સાવિત્રી**—વ્રત આજ ફળ્યું મારું,
સુણું મધુર વાક્ય તારું;
તને કદી ના વિસારું,
**સખી**—મિથ્યા ન થાય ભાવી.—સખી.



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ગરીબદાસનું ઘર.

**પાત્ર**—ગરીબદાસ, છપ્પરપગી, (પાછળથી) ઝુમખી તથા ઉલ્લુસિંહ.

**ગરીબદાસ**— ગાયન

જડયો છે નાર વશ કરવાનો ઉપાય (૨)
રોજ રોજ ખાસડાંનો માર ન ખમાય.—જડયો છે.
હત્ બીલાડી હત્.
કાળ જીભી મુખ બહુ મારીને મહેણાં,
નિત્ય રાંડ નવાં નવાં માગે ઘરેણાં;
વઢવામાં શૂરી, એકે વાતે ના અધુરી (૨)
નફટ કયમે કરી પાંસરી ન થાય,
કુભારજા કયમે કરી પાંસરી ન થા.ય—જડયો છે.

હત્ બીલાડી! મારીજ નાખું, ગઈ કયાં? હત્ મીંદડી.

**છપ્પરપગી**—(પ્રવેશ કરી) આશું બડબડયા કરો છો! કોને મારો છો?

**ગરીબદાસ**—રાંડ બીલાડી! જ્યારે ને ત્યારે આડી ઉતરે છે ને.

**છપ્પરપગી**—વાહરે મારા ગરીબદાસજી! આતો ઉલ્લુ-સિંહનું જોઇને તમે પણ માંડયું. (દાંત કાઢે છે)

**ગરીબદાસ**—(લાકડી ઉગામીને.) આજ એ રાંડ મીંદડીને છોડું નહિ, રોજ આડી ઉતરે છે તે આજ તારીવાત; હત્ બીલાડી હત્.

**છપ્પરપગી**—(કાન પકડી.) હવે બેસ બેસ એતો જાણ્યો, બીલાડી બીલાડી કર્યા કરે છે તે ! પંદર દહાડા જોડા ખાધાને હવે ધાક બેસાડવા બેઠો છું તે બેસશે ખરોકે ? મને ઝુમખી જેવી ન સમજવી, હું તો ચારને વળાવીને આવી છું, તે તારાથી ડરું તેમ નથી. ઝુમખી તો હતી કુંવારીને પરણી તે ડરી ગઈ, પણ હું તો તારા જેવા સોને પાણીપાઉં એવી છું, માટે લાકડી મૂકીને હેઠો બેસ; નહિતર જોયો છે આ જોડો? (બતાવે છે.)

**ગરીબદાસ**—હેં ! શું જોડા લઈને ઉભી છું ? (ધ્રૂજે છે.)

**છપ્પરપગી**—(બતાવીને) હા ઉભી છું. (મારીને) આવો મારા ગરીબદાસ ! રોફ મૂકીને બેસો પાસ, જો તમે બનશો મારા દાસ, તો તો આપણી મળશે રાસ; નહિતો મારી છોડો આશ, ને જાણો કે આજથી બધું ખલાસ.

**ગરીબદાસ**—હેં હેં ! ખલાસ ? આતે કેવો તારો ત્રાસ.

**છપ્પરપગી**—બીલાડી બીલાડી માંડી છે, તે મને બીલાડી નહિ સમજવી, હુંતો સિંહણ છું તે ખાઈજ જઈશ. (મોઢું ફાડી બટકું ભરવા જેવું કરે છે.)

**ગરીબદાસ**—(ડરી આઘો ખસી) તેતો તારો ભરુંસો છે, ખાઈજ જઈશ, પણ હવે આપણાથી આ તારા જોડા ખમાય તેમ નથી, માટે તારે જ્યાં જવું હોય ત્યાં જા; તારા જેવી લોહી પીનારી બાયડી કરતાં કુંવારા રહેવું સારું.

**છપ્પરપગી**—તો અહિં કોણ પરાણે રહેવા માગે છે, દાણા લુગડાંનો બંદોબસ્ત કરીને રહે જુદો; હું મારે એકલી રહીશ.

**ગરીબદાસ**—પંદર દહાડાના ઘરવાસમાં દાણા લુગડાં શેનાં ?

**છપ્પરપગી**—તારા ઘરમાં ઘાલી તેના, નહિ આપે તો પંચ કરીશ ભેળું ને કરીશ તારી ફજેતી; બાયડી અમથી થઈ હતી કાં !

**ગરીબદાસ**—આતો બલા વળગી !

**છપ્પરપગી**—તે ઉખડે એમ ન સમજવી, તારા દાણા લુગડાં લઈશ ને ફરતી ફરીશ.

सुकन्या-सावित्री नाटक



ગરીબદાસના હાલ જોઈ ઉલ્લુસિંહનું આશ્ચર્ય. જોડાના પણનો પ્રતાપ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

ઉલ્લુસિંહ—(ઝુમખી સાથે પ્રવેશ કરીને) કેમ ગરીબદાસ ઘરમાં છો કે? શું થાય છે?

**ગરીબદાસ**—આવો આવો! (આવે છે.) કરમકથા.

**છીપ્પરપગી**—એતો પેટમાં વઢાય છે.

**ઝુમખી**—શેણે?

**છીપ્પરપગી**—વિવાહમાં કાચું કોરું ખાધું તેણે.

**ઝુમખી**—તમારું તો સુખ છેના?

**ગરીબદાસ**—સુખનો પાર નથી, પંદર દહાડામાં તો માથું પાકી ગયું, ને કાને ધાકો પડી ગઈ છે. (માથું બતાવે છે)

ઉલ્લુસિંહ—શિવ! શિવ! હજી તો આવીને ઉભાં રહ્યાં એટલામાં આશું! આવું શાથી થયું?

**ઝુમખી**—આ માથે ટાલ શાથી પડી?

**ગરીબદાસ**—જોડા ખાવાથી.

ઉલ્લુસિંહ—કોના?

**ગરીબદાસ**—આ રાંડના, મિત્ર! આ રાંડથી મને છોડાવો તો જીવિતદાન આપ્યું સમજીશ, આ કુભારજા મને જરુર મારી નાખશે; કહું છું કે તારે જ્યાં જવું હોય ત્યાં જા, પણ કહે છે કે દાણા લુગડાં આપ એટલે રહું જુદી, પણ ચોરીમાંથીજ દાંત ઘઈડીયાં તેને દાણા લુગડાં હોય ખરાં?

ઉલ્લુસિંહ—ભાભી! આ ગરીબદાસ બિચારા ગરીબ ગાય જેવા છે, તેને તમે કનડશો તો ચાલશે નહિ.

**છીપ્પરપગી**—ન ચાલે તો તમે પડખે છોને?

ઉલ્લુસિંહ—હું પડખે છું તેથીજ કહું છું, ઘર ચલાવવું હોય તો રહો, નહિતર માંડો ચાલવા, તમારા જોડા બોડા એ ખાશે નહિ. સમજ્યાં?

**છીપ્પરપગી**—હા સમજ્યાં, ન પોસાય તો દાણા લુગડાં આપે.

ઉલ્લુસિંહ—એ પણ નહિ મળે, જ્યાં તમારે જવું હોય ત્યાં જાઓ, જોડા મારશો ને વળી દાણા લુગડાં લેશો કેમ? કોણ અપાવે છે જોઉં તો ખરો; પોચું ભાળી ગયાં છો તે મારી પાસે નહિ ચાલે.

છપ્પરપગી—(સ્વગત) આ ઉલ્લુસિંહ, ઉલ્લુ નથી પણ પહોંચેલ છે, ઝુમખીને પાંસરી કરી દીધી ને મને પણ કરી દેશે, આ પીટયો છે ગરીબ પણ એના કહ્યા પ્રમાણે કરશે એટલે મારું કાંઇ ચાલશે નહિ, માટે હમણાં તો ઢળી પડું પછી વાત. (પ્રકાશ) ત્યારે હવે તમે કહો તેમ કરું ?

ગરીબદાસ—સરખી ચાલ તો રાખું, જોડા મારવા નહિ.

છપ્પરપગી—જોડાની શરતે તો આવી છું.

ઝુમખી—બ્હેન ! જોડાની વાત મૂકને પડતી, ધણીને તે મરાય ! હું તારે રવાડે ચડી હતી પણ સારું થયું કે મારા પતિ મારી શુદ્ધ ઠેકાણે લાવ્યા; નહિતો તારી માફક મારો પણ ઘરસંસાર બગડત; સ્ત્રીએ પતિની આજ્ઞામાં રહેવું એજ આપણો ધર્મ છે, તેથી ઉલટું વર્તનાર ઉભયનું બગાડે છે.

છપ્પરપગી—(સ્વગત) આતો ઘડીકમાં ડાહી થઇ ગઇ! (પ્રકાશ) તું નવી હવી છું એટલે ન સમજે, પણ હું તો બધે જોઇને આવી છું.

ઉલ્લુસિંહ—આ બધાને ત્યાંથી દુર્ગુણ લઇને આવી છે તેને શું અસર થવાની હતી.

છપ્પરપગી—તમે અમને વઢાડવા આવ્યા છો ?

ઉલ્લુસિંહ—વઢાડવા નહિ પણ સંપ કરાવવા.

ઝુમખી—આજ સુધી તું કયાંઇ પગવાળીને બેઠી નથી, ઘરઘરના ઉંબરા ઠેકતી ફરી છું, તે હવે તો સ્થિર થાયતો સારું, આ તારા પતિ છે તેમાંજ તારું સુખ સમાયલું છે, જેટલો સંતોષ તું તેને આપીશ એટલો તું લઇશ, પતિને પૂજને જેથી તારું શ્રેય થાય.

ગરીબદાસ—હમણાં તો પતિની પૂજા જોડાથી કરે છે.

છપ્પરપગી—અમે પતિને પૂજ્યા હોત તો નાતરું શું કામને કરત.

ઉલ્લુસિંહ—તને સોબતની અસર હતી તે દૂર થઇ પણ આતો મૂળમાંથીજ સળેલી તે તારું માનશે ખરી કે ?

ઝુમખી—ન માને તો થાય દુઃખી.

છીપ્પરપગી—હું મારા મનનું ધાર્યું કરીશ, તમારે વચમાં ડાહ્યા થવું નહિ.

ગરીબદાસ—તારા મનનું ધાર્યું હવે તો નહિ થાય, પંદર દહાડા કર્યું તે કર્યું.

ઉલ્લુસિંહ—તેટલા દહાડા સહન કર્યું તો આ માથે ચઢી.

ઝુમખી—ત્યારે એમ કરો તો ?

છીપ્પરપગી—શું ?

ઝુમખી—પંદર દહાડા તમારું ધાર્યું થાય, ને પંદર દહાડા એમનું ધાર્યું થાય; મહીનો વહેંચી લ્યો.

છીપ્પરપગી—ભલે એમ કરો પણ વારો પહેલો મારો.

ગરીબદાસ—તારા વારામાંજ તું મને પૂરો કરી નાખે ! જીવતો રહું તો પછી વારો લઉં ના.

ઉલ્લુસિંહ—ત્યારે કરો છેડા છુટકો એટલે પત્યું, તમે તો પરણ્યાય નહિ, રાંડયાય નહિ ને કુંવારાય નહિ, એકેમાં રહ્યા નહિ.

ગરીબદાસ—રાંડે બધામાંથી કાઢયો, હવે તો જેવા હતા તેવા થવા દે તો ઈશ્વરનો પાડ.

ઝુમખી—બિચારા તોબા પોકારી ગયા ! સંસારનો લ્હાવો પૂરો લીધો નહિ.

ગરીબદાસ—એતો લીધો, આ ભવમાં તો ગંગા નાહ્યા જો જાય તો.

છીપ્પરપગી—જાશે તે કેમ ?

ઉલ્લુસિંહ—જઈશે નહિ ને સરખી રહીશે નહિ, એટલી બધી તારી શિરજોરી ? (મારવાનો ડોળ કરે છે.)

છીપ્પરપગી—(બ્હીને) શિરજોરીની વાત કયાં કરું છું, તમે કહો તેમ કરવા તૈયાર છું પણ જઈશ નાહ.

ઉલ્લુસિંહ—ગરીબદાસના કહ્યામાં રહેવું હોય, તો તને કાઢવા કોઈ ખુશી નથી.

છીપ્પરપગી—તો હું તેમના કહ્યામાં રહીશ, આજથી મારું વ્રત હું ફેરવીશ; (ગરીબદાસને) આજ સુધી તમારા મેં જે જે અપરાધ કર્યા છે તે ક્ષમા કરશો. (બે હાથ જોડી ગરીબદાસને પગે લાગે છે)

ગરીબદાસ—( છપ્પરપગીને ) આમ રોજ વર્તે તો કેવું સારું ! (ઉલ્લુસિંહને, આજ તમે જો ન આવ્યા હોત તો જરૂર અમારો ભવાડો થાત.

ઉલ્લુસિંહ—તમારા ભલામાં અમે રાજી છીએ; પાછો કાંઈ વાંધો વચકો પડે તો અમને બોલાવજો.

ગરીબદાસ—ખરી ઓથ તમારીજ છે.

ઝુમખી—હળીમળીને રહેવામાં જે સુખ છે, તે બીજા કશાયમાં નથી.

છપ્પરપગી—તું સમજી તો હુંય સમજી.

ઉલ્લુસિંહ—હવે અમે જઈએ છીએ, રામરામ છે.

ગરીબદાસ—રામ રામ, (સ્વગત) મારા બોલે તો (ચાસન) પાછા મિત્રની ખબર લેજો. (ઉલ્લુસિંહને વળાવવા જાય છે)

છપ્પરપગી—(ગયા પછી) આ ઘરમની પુંછડી મને શિખામણ દેવા આવી છે, પણ એને ખબર નથી કે તારા કરતાં હું વધારે ડાહી છું; અત્યારે તો હાએ હા કરી છે એ ઠીકજ કર્યું છે. આ પીટયાએ પૈસો ભેળો ખૂબ કર્યો છે, માટે એને મારી નાખું તો મારે હાથ આવે પણ મારાં માબાપને મદદમાં લીધા વિના આ પીટયો સ્વધામ નહિ પહોંચે, ચાલ તેને મળી આનો ઘાટ ઘડું, પછી ઉલ્લુસિંહ ભલે બેઠો હાથ ઘસે, તેના પેટમાં પેસી પૂરો વિશ્વાસ બેસાડું, અને સ્વધામ પહોંચાડી, પછી એના પૈસાથીજ મજા ઉડાવું, ત્યારે હું ખરી છપ્પરપગી. (જાય છે)



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—ચ્યવનાશ્રમ.

પાત્ર—દ્યુમત્સેન, ચ્યવન, સત્યવાન, વીરમિત્ર, સુકન્યા (માયાવીઅશ્વિનીકુમારો) અશ્વિની કુમારો

ચ્યવન—(દ્યુમત્સેન સાથે પ્રવેશ કરીને) રાજર્ષિ ! સરખે સરખાનો મેળાપ આનંદદાયક થાય છે.

**દ્યુમત્સેન**—આપણા બન્નેના નેત્ર નિવૃત્ત થયાનો એ પ્રતાપ છે.

**સત્યવાન**—ગુરુ ! મારા બ્હેન સુકન્યા આપના નેત્ર માટે દેવવૈદ્યને પ્રસન્ન કરવા જે વ્રત કરે છે, તે મને બતાવો તો હું પણ મારા માતા પિતાને માટે તે વ્રત કરું.

**ચ્યવન**—પુત્ર! વ્રતઅપવાસ સ્ત્રીને કરવાનો અધિકાર હોય છે, પુરુષને નહિ.

**સત્યવાન**—ત્યારે તો ધર્મ પત્ની કર્યા પહેલાં નિરુપાય !

**દ્યુમત્સેન**—એ ઈચ્છા પણ તારી ઇશ્વર પૂર્ણ કરશે.

**ચ્યવન**—ધન્ય છે તારી પિતૃ ભકિતને ! જેવી સુકન્યા મારી સેવા કરે છે, તેવીજ તમારી સત્યવાન કરે છે.

**દ્યુમત્સેન**—એજ આ દુઃખમાં દિલાસારૂપ છે.

**સત્યવાન**—માતા પિતાની સેવા નહિ કરનાર પુત્રનું જીવતર નિરર્થક છે, એમની સેવા ધર્મ, અર્થ અને મોક્ષને આપનાર છે તે કેમ ચૂકું !

**ચ્યવન**—તેવોજ નિશ્ચય રાખજે.

**વીરમિત્ર**—(પ્રવેશ કરીને) આર્ય રાજર્ષિ ! આ આપનો દર્શનાભિલાષી સેવક આપને પ્રણામ કરે છે.

**દ્યુમત્સેન**—કોણ એ ?

**વીરમિત્ર**—મહારાજા અશ્વપતિનો પ્રધાન વીરમિત્ર.

**દ્યુમત્સેન**—શું મારા પ્રિયમિત્ર અશ્વપતિના પ્રધાન ! ભલે આવ્યા, તેમના તરફથી શા કુશળ સમાચાર લાવ્યાછો!

**વીરમિત્ર**—પૂજ્ય રાજર્ષિ ! મહારાજા પોતેજ પોતાના પ્રધાનો સહિત અહિં આવી પહોંચ્યા છે, અને આપને મળવા ઈચ્છે છે.

**દ્યુમત્સેન**—મારું અહો ભાગ્ય! આર્ય વીરમિત્ર જેમ બને તેમ તેમના સમાગમનો અનુભવ મને સત્વર કરાવો.

**વીરમિત્ર**—(નમન કરી) જેવી આપની આજ્ઞા.

**ચ્યવન**—રાજર્ષિ ! આપ આપના મિત્રને જઇને મળો, હું પણ હવે સમાધિસ્થ થાઉં છું. (અંદર જાય છે.)

સુકન્યા—(પ્રવેશ કરી–સ્વગત) એક વર્ષનું અનુષ્ઠાન આજે પૂર્ણ થયું, પણ અશ્વિનીકુમાર પ્રસન્ન થયા નહિ! શું મંત્રમાં મારી ભૂલ થઈ, કે અપવાસમાં ખામી આવી! મેં વ્રત તો બરાબર પાળ્યું છે, છતાં અશ્વિનીકુમાર પ્રસન્ન કેમ ન થયા; પ્રાણુપતિના બતાવ્યા પ્રમાણે વિધિપૂર્વક મેં દેવવૈદનું આવાહન કર્યું છે, તો નિષ્ફળ ન થવું જોઈએ. પૂર્ણાહૂતિ વખતે પણ પ્રસન્ન થવા જોઈએ. (પર્ણકુટી તરફ જોઇને) પ્રાણુપતિ સમાધિમાં છે ત્યાંસુધીમાં હોમ પ્રદક્ષિણા પૂર્ણ કરી લઉં. (પ્રદક્ષિણા ફરે છે, દરમ્યાન માયાવી અશ્વિનીકુમારો આવે છે.)

અશ્વિનીકુમાર, ૧ લો—(આકાશ માર્ગે ઉતરતાં) રાજકન્યા! શા માટે દેહને દમો છો?

સુકન્યા—(નીચું જોઈ) આપ કોણ છો એ પ્રથમ કહો? પછી આપના પ્રશ્નનો જવાબ આપું. (સ્વગત) આકાશમાંથી ઉતર્યા છે, માટે દેવ હોવા જોઈએ, પણ અશ્વિનીકુમાર હોય તો તો દેહને શા માટે દમો છો એમ કહે નહિ, કેમકે એતો મારા સંકલ્પને જાણતા હોવા જોઈએ, જેને પ્રસન્ન કરવા એક વર્ષ થયાં હું તપ કરું છું.

અશ્વિનીકુમાર, ૨ જો—રાજકન્યા! અમે દેવવૈદ તમારા તપોબળથી પ્રસન્ન થઇ આવ્યા છીએ.

સુકન્યા—તો આપને મારા પ્રણામ છે. (પગે લાગે છે.)

અશ્વિનીકુમાર, ૧લો—તમે એક વર્ષ થયાં અમારી ઉપાસના કરો છો તેથી અમે પ્રસન્ન થયા છીએ, માટે ઇચ્છિતવર માગો.

સુકન્યા—વર એજ માગું છું કે મારા પ્રાણુપતિ દેખતા થાય.

અશ્વિનીકુમાર ૨જો—એ જર્જરીભુત વૃદ્ધ દેખતા થવાથી તમારી શું કાર્યસિદ્ધિ થવાની છે! અમને પ્રસન્ન કરી એ માગવાનું નથી, પણ—

સુકન્યા—(તિરસ્કારથી) પણ સાંભળવા હું ઇચ્છતી નથી, વરદાન આપવું હોય તો એ આપો; નહિતર જ્યાંથી આવ્યા હો ત્યાં પાછા જાઓ.



સુકન્યા પાસે અશ્વિનીકુમારો પ્રેમની યાચના કરે છે.

લક્ષ્મી આર્ટ, માયખળા, મુંબઈ.

**અશ્વિનીકુમાર, ૧લો**—એમ રીસ કરવાની નથી પણ તમે અંધ પતિને પરણી તમારું રૂપ વૃથા કર્યું છે, માટે અમારામાંથી એકનો સ્વીકાર કરી જીવનનું સાફલ્ય કરો, આ તમારી સુંદર દેહ વૃદ્ધની સેવા કરવા સરજાયલી નથી, પણ અમારા જેવા યુવાંન વૈદ્યને પૂજવા યોગ્ય છે.

ગાયન.

ખીલી ખીલી કુસુમ કળી !
વૃથા તું રસ ભોગી વિના.—ખીલી
રસ ઘેલી રહી એકલી—વૃથાતું.
મન્મથ મન લોભે, એ રતિ અહિંયા શોભે (૨)
ભોળી ભરમાએ ભલી, એ વ્હાલી વેલી (૨)-વૃથાતું.
લાગી છે તાલાવેલી, થાને નવેલી વહેલી (૨)
જોબન ગુમાવે અલી ! એ વ્હાલી વેલી (૨)-વૃથાતું.

**સુકન્યા**—જાઓ જાઓ પાપિષ્ટો ! સારા કુળની કન્યા પોતાના પતિનો ત્યાગ કરી બીજા નરને કદી ભજતી નથી, આવી વાણી ઉચારતાં તમને શરમ નથી આવતી! ધિક્કાર છે તમારા દેવપણાને, ધિક્કાર છે તમારી વૈદ્ય વિદ્યાને, અને ધિક્કાર છે તમારી બુદ્ધિને. (હાથ જોડી) હે સૂર્યનારાયણ! હું મારા પ્રાણપતિ ચ્યવનનેજ પરમેશ્વર તુલ્ય ગણી, મન વચન અને કર્મથી ભજતી હોઉં તો, આ પાપિષ્ટોને ધરતી માતા! તમારામાં સમાવશો; એ અધર્માચારીઓને મારી નજર આગળથી અદૃશ્ય કરશો. (પૃથ્વી ફાટે છે અને બન્ને સમાઈ જાય છે.)

**અશ્વિનીકુમાર બન્ને**—(પૃથ્વીમાં ઉતરતાં) ક્ષમા દેવી ! ક્ષમા ! (પૃથ્વી પાછી સંધાઈ જાય છે.

**સત્યવાન**—(એક બાજુ પ્રવેશ કરી) આ ધડાકો શાનો થયો ! પૃથ્વીએ કોને ગળ્યા. (સુકન્યાને જોઇ) બ્હેન સુકન્યા ક્રોધાવેશમાં કેમ છે, શું તેમને કોઇએ પજવ્યાં હશે અને તેની આ ચીસ મેં સાંભળી ! !

**સુકન્યા**—(ક્રોધમાં) બસ! હવે મારે જીવીને શું કરવું છે, જે આશાએ હું તપ કરતી હતી, તેના ફળ દાતાતો મહા અધર્મી નીકળ્યા; એવાં મેં શાં પાપ કર્યાં હશે !

કે એ ચાંડાળોના અપશબ્દો મારા કાને સાંભળવા પડયા ! હું નહોતી ધારતી કે દેવો પણ આવા હશે ! ધિક્કાર છે મારા જીવતરને કે મારા સ્વામિને હું સંતુષ્ટ કરી શકી નહિ. એક વર્ષના તપનું ફળ નિરાશામાં ! શિવ શિવ ! એ પાપિષ્ટોની છાયા પડવાથી આ મારું શરીર હવે એ વેદમૂર્તિ ચ્યવનને સ્પર્શ કરવા યોગ્ય રહ્યું નથી, આ જન્મમાં સંસાર સુખ મારા નસીબમાં છેજ નહિ ! માટે તે પાપનું પ્રાયશ્ચિત આ અગ્નિ કુંડમાં બળી મરવું એજ સુખકર છે. (અગ્નિકુંડની પ્રદક્ષિણા કરતાં) હે લોક બંધુ જગત્ સાક્ષી સૂર્યદેવ ! જો મને પુનર્જન્મ સ્રીનો મળેતો મહામુનિ ચ્યવનનીજ હું ધર્મ પત્ની થાઉં તેવું કરજો; હવે હું આ દેહનો ત્યાગ કરું છું, કે જેણે નથી માતા પિતા કે પતિના મનોરથ સિદ્ધ કર્યા. (અગ્નિમાં પડવા જાય છે.)

**સત્યવાન**—(એકદમ આવી હાથ પકડી પડતાં અટકાવેછે.) હાં હાં બ્હેન ! આશું કહેવાય ?!

**સુકન્યા**—(જોઇને) કોણ ભાઈ સત્યવાન ! તમે મને નહિ અટકાવો.

**સત્યવાન**—બ્હેન ! આતે તમારું કેવું અજ્ઞાન ! આમ કરવાનું કારણ શું ? આત્મહત્યાનું મહાપાપ તે તમારાં જેવાં સુશીલ સતી સ્રી કરે તો પછી થઈજ રહ્યું !!

**સુકન્યા**—(હાથ છોડાવી) ભાઈ ! મને મરવા દો, હવે મને જીવવું ગમતું નથી.

**સત્યવાન**—પણ એવાં કોણે તમને પજવ્યાં છે કે જેને માટે મરવાને તૈયાર થયાં છો?

**સુકન્યા**—જેને આપણે દેવ માનીએ, તે દેવજ જ્યારે રુઠે ત્યારે પછી કોને કહેવું.

**સત્યવાન**—એવા કયા દેવે તમારો અપરાધ કર્યો છે ? તે મને કહો તો હમણાં ગુરુ કૃપાથી મારી બાણવિદ્યાના બળથી બાંધીને તમારી પાસે હાજર કરું.

**સુકન્યા**—એ પાપીને શિક્ષા થતી હું જોઉં, તોતો મારા આત્માની સદ્ગતિ થાય.

સત્યવાન—કયા દેવે તમારો અપરાધ કર્યો છે તેતો મને કહો?

સુકન્યા—એનું નામ લેવું એ પણ પાપ કરવા તુલ્ય હું ગણું છું. (અશ્વિનીકુમારને આકાશમાંથી પાછા આવતા જોઈ) ભાઈ! જુઓ જુઓ!! એ પાપિષ્ટો પાછા આવ્યા. (આંખ મીંચી જાય છે)

સત્યવાન—(જોઈને) બ્હેન! આમણે તમારો અપરાધ કર્યો હોય એ અસંભવિત છે, કેમકે આતો સર્વદા જગતનું ભલુ કરનારા દેવ વૈદો હોવા જોઈએ; જેની તમે ઉપાસના કરો છો.

સુકન્યા—ત્યારે શું હું ખોટું કહું છું!

સત્યવાન—ખોટું નહિ પણ સમજ ફેર થયો હશે.

સુકન્યા—હજી પણ એના મુખમાંથી નીકળેલાં કુવચનો મને કંપાવે છે.

સત્યવાન—બ્હેન! સાધારણ વૈદો પણ સર્વ મનુષ્યને પોતાની પ્રજા તુલ્ય માને છે, તો આ દેવવૈદો ધર્મભ્રષ્ટ કેમ થાય! કદાચને તમે ધ્યાનારૂઢ થવાથી સ્વપ્નદશા તો નહિ અનુભવી હોય! અગર કોઈ ચેટક તો નહિ થયું હોય?

સુકન્યા—ભાઈ! હું એવી અજ્ઞાન છું કે ચેટક કે સ્વપ્નને ન સમજું, મારા મંદભાગ્યને લઈ તમને પણ મારા વચનપર વિશ્વાસ નથી.

સત્યવાન—(સ્વગત) સુકન્યા બ્હેનના ઉદ્ગારો ખરા દેખાય છે, ત્યારે શું આ દેવોએજ એનો અપરાધ કર્યો હશે; પણ મારું મન હા પાડતું નથી, તેમ દ્વેષ પણ કરતું નથી.

અશ્વિનીકુમારો—સત્યવાન! પુત્રી સુકન્યાનું કહેવું સત્ય છે.

સુકન્યા—(મનમાં) આમાં અને પ્રથમ આવ્યા હતા એના વચનમાં ફેર છે!

સત્યવાન—દયાળુ દેવ! ત્યારે કૃપા કરી અમારી શંકાનું નિવારણ કરશો?

**અશ્વિનીકુમાર, ૧લો**—પુત્રી સુકન્યા! તમારા પતિને જે દોષથી અંધતા પ્રાપ્ત થઇ છે, તે દોષનું નિવારણ થયા વિના અમે તમને વરદાન આપવા અસમર્થ હતા.

**સત્યવાન**—તેથી મારાં બ્હેનના અંતઃકરણની તમે પરીક્ષા કરી?

**અશ્વિનીકુમાર, ૨જો**—નહિ, પણ પૂર્વ જન્મમાં ચ્યવનમુનિએ મિત્ર સ્ત્રીપર કુદૃષ્ટિ કરી હતી, તેથી તેમનાં ધર્મપત્નીને તેમના સંગનું ફળ મળે તો, મહામુનિ ચ્યવન દોષમુક્ત થાય; નહિતો અમારું આપેલું વરદાન નિષ્ફળ જાય, એમ હોવાથી અમે અમારાં માયાવી સ્વરૂપો ઉત્પન્ન કરી ચ્યવનને તેમના કર્ત્તવ્યનો બદલો આપી તમો દંપતીને દોષમુક્ત કર્યાં

**સુકન્યા**—મારા પ્રાણનાથે આ વાત મને કહી હતી ખરી!

**સત્યવાન**—મારા મનમાં જેમ હતું તેમજ છે, મૃત્યુલોકના સાધારણ વૈદ્યો જ્યારે મનુષ્યને પોતાનાં સંતાન સમાન ગણી ધર્મ ચૂકતા નથી, તો પછી સ્વર્ગના દેવવૈદ્યો અધર્માચરણ કેમ કરે! કદી કરે નહિ!!

**સુકન્યા**—ત્યારે શું! પ્રથમ આવ્યા હતા તે માયાવી વૈદ્યો હતા?

**અશ્વિનીકુમાર, ૧લો**—હા, એ અમારા ઉત્પન્ન કરેલા તમારા શાપથી નષ્ટ થઈ ગયા, અને અમે ખરા તમારી સમક્ષ ઉભા છીએ.

**સુકન્યા**—મારાથી અજાણ્યે આપને કુવચનો કહેવાઇ ગયાં છે, તેને માટે ક્ષમા માગું છું.

**અશ્વિનીકુમાર. ૨જો**—પુત્રી! તમે ક્ષમાને પાત્ર છો, ધન્ય છે તમારા સતીત્વને! હવે વરદાન માગવું હોય તે માગો.

**સુકન્યા**—મારા તપનું નિમિત્ત તો આપ જાણો છો, છતાં પૂછોછો તો કહું છું કે મારા પતિનાં ગયેલાં નેત્રો પાછાં તેમને પ્રાપ્ત થાય.

**અશ્વિનીકુમાર, ૨જો**—તથાસ્તુ.

**અશ્વિનીકુમાર, ૧લો**—પુત્રી ! તમારી મનઃકામના પૂર્ણ કરવા તેજસ્વી નેત્રોની સાથે યુવાવસ્થા પણ અર્પણ કરીએ છીએ.

**સુકન્યા**—તોતો મારાં અહોભાગ્ય !

**સત્યવાન**—બ્હેન ! જુઓ, દેવવૈદ કેવા દયાળુ છે, તમે કઠોર શબ્દો કહ્યા છતાં એમનામાં છે લેશમાત્ર પણ ક્રોધ; આથીજ એ દેવ કહેવાય છે.

**અશ્વિનીકુમાર, ૨જો**—જે મનુષ્ય ક્ષમાવંત છે તે દેવ કોટીનાજ સમજવા.

**સુકન્યા**—મને મારા ક્રોધને માટે પારાવાર પરિતાપ થાય છે, પણ થઇ ગયું અન્યથા નથી થાતું તેનું શું થાય !

**સત્યવાન**—તમને પરિતાપ થાય છે એજ તમારી સુબુદ્ધિ છે.

**સુકન્યા**—ભાઈ સત્યવાન ! તમારી હું આભારી છું, તમે મને સાહસ કરતાં ન અટકાવી હોતતો મારે હાથેજ હું મારું બીજું વિપરીત પરિણામ લાવત.

**અશ્વિની કુમાર ૧ લો**—સર્વ સ્ત્રીઓનો સ્વભાવજ હાલતાં ચાલતાં સાહસ વાળો હોય છે, તેમાં તમે શું કરો.

**સુકન્યા**—મારા ભાઈનો મારાપર મોટો આભાર થયો છે, જેને લીધે હું મારા સ્વામિને સંતુષ્ટ કરી શકીશ.

**અશ્વિનીકુમાર ૧લો**—ધન્ય છે તમારા પ્રાણનાથ પ્રત્યેની તમારી અપ્રતિમ ભક્તિને !

**સત્યવાન**—દયાળુ દેવ ! મારી બ્હેનપર જેવી કૃપા આપે અત્યારે કરી, તેવી મારા ઉપર પણ કરશો, મારા અંધ માત પિતાને નેત્ર આપવાની કૃપા કરશો.

**અશ્વિનીકુમાર ૨જો**—તપ વિના ફળની પ્રાપ્તી થતી નથી, માટે તમેપણ સુકન્યા પ્રમાણે સત્કર્મ કરો.

**અશ્વિનીકુમાર ૧લો.**—પુત્રી ! અમે ચ્યવન ઋષિને સ્વર્ગમાં અમારી સાથે લઇ જઇએ છીએ, ત્યાં નેત્રો તથા યુવાવસ્થા પામી પાછા આ લોકમાં આવશે.

**સુકન્યા**—તો તો આપની મોટી કૃપા, ભલે લઇ જાઓ. (જાય છે.)

**સત્યવાન**—અહાહા ! સતીત્વનો મહિમા કેવડો મોટો છે, તપ બળ કેવું પ્રબળ છે, સાક્ષાત્ ધન્વન્તરીને પણ અહિંયાં આવી વરદાન આપવું પડયું; પોતાના પતિને સ્વર્ગની ઔષધીનું પાન કરાવવાને સમર્થ એવી સુકન્યા, તને ધન્ય છે !

ગાયન

અહો ભાગ્ય જગમાં તે નરનું,
જેને મળી શિયળવતી નારી;
જે ભવસાગર દે તારી,
કુળવતી કુળલાજ વધારી—અહો.
જે કામિનીએ કંથ માટે, કાર્ય દુષ્કરપણુ કર્યુ,
કરવા સુખી નિજનાથને, અતિ પ્રેમથકી તપ આદર્યુ;
પતિધ્યાન હરનિશ ધારી,
સતી અનુપમ વર વરનારી—અહો.



# પ્રવેશ ૮ મો.

## સ્થળ—દ્યુમત્સેનનો આશ્રમ.

**પાત્ર**—દ્યુમત્સેન, શૈબ્યા, સત્યવાન, અશ્વપતિ, માલવી, સાવિત્રી, પ્રધાનો વગેરે.

**દ્યુમત્સેન**—મહારાજા અશ્વપતિ ! ઘણા વર્ષે આપણો ફરી મેળાપ થયો, આહાહા ! જે વખતે રાજસુયયજ્ઞમાં પ્રથમ આપણે મળ્યા, તે આનંદ અવર્ણનીય હતો, તે સમય તે સ્થિતિ અને તે મન આપણાં જુદાજ પ્રકારનાં હતાં, તે વખતે મિત્રતાનો તોર ઓર હતો.

**અશ્વપતિ**—સમય અને સ્થિતિમાં ફેરફાર થયો છે, પણ મન તો એનાએજ છે.

**દ્યુમત્સેન**—એજ આપાણું માયાળુપણું દેખાડે છે, કહે શો કે કુટુંબ પરિવાર સહિત શા નિમિત્તે આ તરફ આવવું થયું છે ? યાત્રા દેશાટન કે પુરાણા મિત્રોની ખબર લેવા ?

અશ્વપતિ—માત્ર આપની મુલાકાત અર્થેજ અહિં સુધી આવવાનું થયું છે.

દ્યુમત્સેન—તોતો મારાં અહો ભાગ્ય! બહુ વર્ષે યાદ કર્યો!

અશ્વપતિ—મેં તો યાદ નહોતા કર્યા પણ સંતાનોએ આપણી મિત્રતા વિસ્મરણમાં પડી હતી, તેને જાગ્રત કરી તે અહિં ખેંચી લાવેલ છે.

દ્યુમત્સેન—અરે ! એ તો હું પ્રથમ પૂછવું ભૂલી ગયો છું, કહેશો કે આપને સંતાનમાં શું છે? મારે તો એક પુત્ર અંધની લાકડી સમાન છે.

અશ્વપતિ—મારે પણ સાવિત્રી દેવીની પ્રસાદી એક પુત્રી છે.

દ્યુમત્સેન—પુત્ર કે પુત્રી ઈશ્વરની માયા છે, ત્યારેતો આ પણ બન્ને સંતાન સંબંધમાં સમાન છીએ.

અશ્વપતિ—હા એમજ છે, તમારી આવી અપંગ દશા જોઇ મને બહુ ખેદ થાય છે.

દ્યુમત્સેન—સ્થિતિમાં જે કાંઇ ફેરફાર થાય તેમાં સંતોષ માનવો એ સત્પુરુષોનો ધર્મ છે, આ સ્થિતિ પણ અમને અનુકૂલ છે, નિરાંતે ઈશ્વર સ્મરણ થાય છે, આવું રાજમાં હોત તો નથાત.

અશ્વપતિ—આવી વૃત્તિ રહેવી સહેલ નથી, ઘણા એવા જોયા છે કે રાજભ્રષ્ટ થવાથી શાન્તિ મેળવી શક્યા નથી, પણ વિશેષ પ્રવૃત્તિમાં પડી અંત લાવેલ છે.

દ્યુમત્સેન—કહેશો કે આપણાં સંતાનોએ આપણને એકઠા શી રીતે કર્યા? તે કાંઇ હું સમજી શકતો નથી!

અશ્વપતિ—મારી પુત્રી સાવિત્રી યોગ્ય ઉમરે પહોંચવાથી મેં એને એના લાયક પતિ શોધવાને, દેશાટન કરવા મોકલી હતી, તે ફરતી ફરતી આપના આશ્રમમાં આવી ચડી.

દ્યુમત્સેન—અહિં આવી હતી છતાં કેમ અમને વાત કરી નહિ?

અશ્વપતિ—વડીલોની મર્યાદા સાચવવા, પણ જેણે એનું મન આકર્ષ્યું તેને મળી મારી પાસે આવી વાત કરી, ત્યારે આપનું સ્મરણ મને તાજું થયું.

**દ્યુમત્સેન**—અહિં તો કોઈ એને મળવા યોગ્ય હોય એવું દેખાતું નથી, પુત્રી સાવિત્રી આપને અહિં ખેંચી લાવી એતો એણે મારા ઉપર મોટો ઉપકાર કર્યો, આપને મળવાની મને બહુ ઉત્કંઠા હતી; પણ આવી સ્થિતિમાં મિત્રને મળી ઉદ્વેગ કરાવવો, એ મને યોગ્ય લાગ્યું નહિ, જેથી આજ સુધી વિસારી મૂક્યા હતા, તેને માટે ક્ષમા કરશો.

**અશ્વપતિ**—ક્ષમા તો આપે કરવાની છે કે આપને મદદ કરવામાં હું આજસુધી પછાત રહ્યો છું, પણ તેમાં મારો દોષ નથી, સાવિત્રીના કહ્યા પહેલાં આપની સ્થિતિથી હું બિલકુલ અજાણ્યો હતો, નહિતર ખબર લીધા વિના રહું નહિ.

**દ્યુમત્સેન**—અમારી ખબર તો ઇશ્વર લેછે, આવી સ્થિતિમાં સપુત પુત્ર આપ્યો છે, તે અમારી તનમનથી સેવા કરે છે, એથી વિશેષ બીજી ઇચ્છા અમે રાખતાં નથી.

**શૈબ્યા**—હું તો હમેશાં એમને કહેતી હતી કે હવે આપણી આખર અવસ્થા છે, તો તમારા મિત્રને સત્યવાનની ભલામણ કરવી જોઇએ, કે જે ભવિષ્યમાં એને મદદગાર થાય, પણ તેમણે લક્ષ આપ્યું નહિ, તો કેમ જાણે ઈશ્વરે મારી મનોવૃત્તિ જાણી આપને અત્રે મોકલ્યા હોય નહિ !

**અશ્વપતિ**—ખરેખર એમજ છે, સત્યવાન માટેજ હું અત્રે આવ્યો છું.

**દ્યુમત્સેન**—આપ સન્મિત્ર છો એટલે સત્યવાનને પુત્રતુલ્ય ગણો છો, બાકી સમાનની મિત્રતા જેવી નભે છે, તેવી સ્થિતિમાં ફેરફાર થયા પછી નભતી નથી, પણ આપનામાં એનોએ રંગ જોઉં છું, તેની ખાત્રી તો આપણી મિત્રતાનો વારસો કેમ જાણે પુત્રી સાવિત્રીમાં ઉતર્યો હોય ! એમ મને જણાય છે.

**અશ્વપતિ**—એમજ છે, મારી પુત્રીએ દેશાટનમાં બહુ રાજકુમારો જોયા પણ ક્યાંય એનું મન વિરામ પામ્યું

નહિ, છેવટે નિરાશ થઈ ઘર તરફ વળતાં, આ આશ્રમમાં આવતાં પુત્ર સત્યવાન તેની દૃષ્ટિએ પડતાં, એનું મન એમાં ઠરવાથી મારું અત્રે આવવું થયું છે.

**દ્યુમત્સેન**—આપનું આવવું થયું એતો મને આનંદકારી થયું છે, પણ પુત્રી સાવિત્રીએ સત્યવાનને પસંદ કરવામાં ઉતાવળ કરી હોય, એમ મને જણાય છે; કયાં કેસર કસ્તુરી આદિ સુગંધી અંગરાગનું પાત્ર સુકોમળ સાવિત્રી, અને કયાં જંગલમાં વસનાર સત્યવાન, કયાં એક છત્રપતિની પુત્રી, અને કયાં રાજભ્રષ્ટ થયેલાનો કુમાર, એ બેનો સંબંધ અસંભવિત છે.

**અશ્વપતિ**—કારણ?

**દ્યુમત્સેન**—કારણ શું કહું! પુત્રી સાવિત્રી રાજવૈભવમાં લાડથી ઉછરેલી, કોમળ શરીરવાળી, અરણ્યનાં કષ્ટો સહન કરવાને શું યોગ્ય છે? સત્યવાન મુનિકુમાર જેવી જીંદગી ગુજારનારો, તે અરણ્યમાં રાજપુત્રીને સંતોષ આપી શકશે? માટે એ બન્નેનો સંબંધ જોડવો, એ ઉભયને મનોનિગ્રહમાં મૂકવા તુલ્ય થશે.

**શૈબ્યા**—વળી આ અરણ્યમાં વાઘવરુ આદિ હિંસક પ્રાણીઓનો પણ ઉપદ્રવ બહુ હોય છે, તેમાં પુત્રી સાવિત્રીને મૂકવી એતો મરુ ભૂમિમાં ગુલાબના છોડને વાવ્યા તુલ્ય થશે.

**માલવી**—ધન્ય છે તમારા બન્નેના મોટા મનને! પણ પુત્રી સાવિત્રી કોઇ રીતે માને તેમ નથી, એતો મન વચન અને કર્મથી પુત્ર સત્યવાનને વરી ચૂકી છે, એટલે હવે જે કહેવું તે નકામું છે.

**શૈબ્યા**—સાવિત્રીને મારી પાસે બોલાવો, હું એને સમજાવું.

**સાવિત્રી**—(ઉભી હતી તે પાસે જઇને) માતા પિતા! પ્રણામ કરું છું, હું અહિંજ ઉભી સાંભળું છું.

**શૈબ્યા**—(માથે હાથ ફેરવી) પુત્રી! તેં એવું શું જોઇને સત્યવાનને વરવાનો સંકલ્પ કર્યો છે? અહિં તો વનફળ સિવાય બીજું ખાવાનું પણ હોતું નથી, નથી

પલંગ કે હિંડોળાખાટ, વૃક્ષની ડાળીઓ હિંડોળા ખાટ તથા પૃથ્વી પલંગ છે, તેમાં તું શી રીતે સુઈ શકીશ ! વળી નથી ઉત્તમ આભૂષણો કે અલંકારો, વનફુલના વસ્ત્રો અને પુષ્પોના અલંકારો સિવાય બીજા હોતાં નથી, તે તું શી રીતે ધારણ કરી શકશે ? માટે બ્હેન ! તું ફરી દેશાટન કરી કોઈ બીજા તખ્તપતિના પાટવી કુમારને પસંદ કરતો વધારે સારું છે, અમે તને મહારાણી જોવાને ઉત્સુક છીએ.

**દ્યુમત્સેન**—તું મારા મિત્રની પુત્રી છો તે મારીજ ગણું છું, તેને આ દારુણ દુઃખમાં મૂકવી એને માટે મારું મન હા પાડતું નથી.

**સત્યવાન**—(એક બાજુ છુપાઈ સાંભળતો હતો ત્યાં સ્વગત) માતા પિતાએ યોગ્ય કહ્યું, આ મારી પ્રેમ મૂર્તિ છે, તેને આવા કષ્ટ દાયક સંસારમાં જોડવી એ યોગ્ય નથી, મારા કરતાં એ બીજા છત્રધારી રાજકુમારને પસંદ કરશે તો વધારે સુખી થશે, મારા પિતાના મિત્રની પુત્રીને લોભાવવી એ શું મને ઘટિત છે ? નહિ નહિ હું એને ચાહું છું તો એનું કષ્ટ શી રીતે જોઈ શકીશ, સાચો પ્રેમી છે તે પ્રેમીને સુખી જોવાજ ઇચ્છે છે, હું રાજ વિના ક્યાંથી સુખ આપીશ, તેના કરતાં બાળ બ્રહ્મચારી રહું તો શું ખોટું છે, કેમકે મારું મન તો સાવિત્રીને વરી ચૂક્યું છે, તે બીજીને વરે તેમ છે નહિ.

**સાવિત્રી**—માતા પિતા ! આપે જે જે કહ્યું તે તમામ મેં સાંભળ્યું છે, તે પહેલાં પુખ્ત વિચાર કરીને હું અત્રે આવી છું, તે પાછી જવા માટે નથી આવી, હું રાજ કે વૈભવને વરવા નથી આવી, પણ મારા મનને આકર્ષનારને વરવા આવી છું, પછી ભલે તે કંગાળ હોય કે રાજભ્રષ્ટ તેની મને દરકાર નથી, માટે એ સંબંધમાં મને વિશેષ કહેવાથી મારું મન અકળાય છે, અને જેમ જેમ વખત લંબાય છે તેમ તેમ મને

શુંનું શું થઈ જાય છે, માટે કૃપા કરી આપ હા પાડશો.

**સત્યવાન**—(સ્વગત) ધન્ય છે સાવિત્રી ધન્ય છે! તારા પ્રેમને! તારા જેવી ભાર્યાં પૂર્વના પુણ્ય સિવાય નથી મળતી, તે પુણ્ય મારાં આજ ઉખળવાથી તું આવી હો એમ જણાય છે, અત્યાર સુધી તો મને રાજ્ય મેળવવાની અપેક્ષા નહોતી થતી, પણ તુંને પરણવાથી કયી રીતે સુખી કરીશ એ વિચાર અત્યારે મારા મનમાં ઘોળાયા કરે છે.

**અશ્વપતિ**—આપના કહ્યા પહેલાં અમારે જે કહેવું ઘટે તે કહ્યા પછી એનો નિશ્ચય દ્દઢ જોઈ અત્રે આવ્યાં છીએ, માટે હવે આપ એ સંબંધમાં સંમતિ આપી આપણી મિત્રતાને નવાંકુરો ફુટયા તુલ્ય કરશો.

**શૈબ્યા**—જ્યારે પુત્રી સાવિત્રી કોઈ રીતે માને તેમ નથી તો પછી નિરુપાય, આવી સદ્ગુણી પુત્રવધુ કોને ન ગમે, પણ મારે મારા ધર્મ પ્રમાણે કહેવું ઘટે તે કહી છુટી; હવે જેમ સાવિત્રીની ઈચ્છા હોય તેમ કરવા હું રજા આપું છું.

**દ્યુમત્સેન**—મારા મિત્રની પુત્રી, મારા પુત્ર સત્યવાનને વરે, એ તો દુધમાં સાકર ભળ્યા તુલ્ય થાય છે, તેને અટકાવવી એતો લક્ષ્મી ચાંલ્લો કરવા આવતાં મોં ધોવા જવાનું કહેવા તુલ્ય થાતું હતું, પણ મિત્ર ધર્મ પ્રમાણે સત્ય કહેવું ઘટે તે કીધું, હવે પુત્રી સાવિત્રીની જેવી ઈચ્છા.

**સાવિત્રી**—આપનાં સત્ય વચન હું શિરપર ચઢાવું છું, પણ એક પુસ્તકમાં મેં એક બાળાના ઉદ્ગારો વાંચ્યા છે તે આપ શ્રવણ કરશો.

**બેત**

ભલે હોય વાડી બંગલા પણ, પ્રેમ વિના રુચે નહિ;
ભલે હોય પલંગ હિંડોળાખાટ પણ, મન વિના ખુંચે તહિ.
ભલે હોય પર્ણકુટી ઘાસની પણ, રૂડી દીસે ઝુંપડી;
ભલે હોય ભોંય ઉપર આસનો, પણ પ્રેમી હજો દંપતી.
હોય હેમ હીરાના અલંકારો, આભૂષણો પણ અવનવાં;

પણ મનના માન્યા કંથ વિના, કહેશે સઘળાં બળ્યાં જળ્યાં.
હોય ભાત ભાતનાં ભોજનો, પણ જમનારાં પ્રેમી નહિ;
એતો ભરે ભાણે ભુખ્યાં ઉઠે, પ્રેમ વિના ભાવે નહિ.
સ્નેહ સ્વાદનાં રસીલાં, વખાણે સુકી રોટી જમી;
ભેળાં બેસી જમે હળી મળી, કોળીયે કોળીયે ઝરે અમી.

**દ્યુમત્સેન**—આવું જેનું મન છે, તેને વિશેષ કહેવાની હવે જરુર નથી, પણ પુત્ર સત્યવાનના વિચાર જાણ્યા છે? તે શું કહે છે? કેમકે તે હવે યોગ્ય ઉમરે પહોંચ્યો છે, તો તેનો અભિપ્રાય પણ જાણવો જોઇએ.

**શૈબ્યા**—ત્યારે તેને બોલાવી પૂછી જુવો.

**સત્યવાન**—(પ્રકાશ) પિતાજી! શી આજ્ઞા છે? હું આવ્યો છું.

**દ્યુમત્સેન**—આવ પુત્ર! (માથે હાથ ફેરવી) આ મારા મિત્ર મહારાજ અશ્વપતિ અત્રે શા માટે આવ્યા છે તે તેં જાણ્યું?

**સત્યવાન**—હા મેં જાણ્યું છે.

**દ્યુમત્સેન**—એમનાં પુત્રી સાવિત્રી તું ને વરમાળ આરોપવા આવેલાં છે, તેને શું જવાબ આપવો તે કહે?

**સત્યવાન**—એમાં હું શું કહું! એ બાબતમાં આપ વડીલો સમજો, હું તો માત્ર એટલું કહી શકું કે તમારા મિત્રનાં પુત્રીને સુખ થાય તેમ કરશો; આપણી સ્થિતિ તો આપ જાણો છો.

નથી રાજવૈભવો કે નથી નોકર ચાકરો,
નથી મન ગમતાં ભોજનો કે નથી ઠાઠ રાજનો;
અહિં રહેવું વનવાસમાં, સુવાનું ઘાસમાં
રાતદિવસ ત્રાસમાં. તે કેમ રહેશે હુલ્લાસમાં?

**સાવિત્રી**—એક પતિના પાસમાં.

**માલવી**—પુત્ર! હવે વિશેષ કહેવાનું રહેતું નથી.

**અશ્વપતિ**—તમને રાજ્ય પર સ્થાપિત કરવા એ મને મોટીવાત નથી, કહો તો તમારું રાજ્ય અપાવું અગર મારું રાજ્ય એ પણ તમારુંજ છે, તો પછી નિરાશાનાં વચનો બોલી નાઉમેદ ન કરવાં; તમે હા પાડો એટલે લગ્નની તૈયારી કરીએ.

સત્યવાન—ભલે જેમ આપની ઇચ્છા, હું તો આપનો આજ્ઞાંકિત છું.

શૈબ્યા—ચાલો ત્યારે મુનીશ્વરો પાસે લગ્ન મુહૂર્ત જોવરાવી નકકી કરીએ.

દ્યુમત્સેન—ચાલો. (સર્વે જાય છે.)

## પ્રવેશ ૯મો.

### સ્થળ—કેદખાનું.

પાત્ર—છપ્પરપગી, ભૂધર, પૂરી, ઉલ્લુસિંહ, ઝુમખી, જેલર, અને સિપાહી.

છપ્પરપગી—(સુતાં-સ્વપ્ન) અહો ! મારામંદ ભાગ્યે મને શી દુષ્ટમતિ સુજાડી, ગરીબદાસ જેવા ભક્તને મેં પૈસાની લાલચે મારી નાખ્યા, ઉતાવળી થઇ ન માર્યા હોત તો છેવટ એના પૈસા તો મને મળવાના હતા, છતાં મારી ધીરજ ન રહી, ચાર પતિને માર્યા તોપણ ન ધરાણી તો અંતે પાંચમામાં ફસાણી, આજની રાત આ પૃથ્વીપર છું, સવારમાં તો હતી નહતી થઇ જવાની, અહિં મારા કર્મનું ફળ મને મળ્યું, પણ પરમેશ્વરના દરબારમાં કેવું મળશે તે સંભારતાં કમકમાટી છુટે છે. (આંખો ચોળે છે ને બેસે છે) આ ધોળું ધોળું શું દેખાય છે ! (જોઈને) આતો કોઇ પુરુષનો પડછાયો જણાય છે ! અહિં કેદખાનામાં કોનો હશે ! અરે ! આતો મારો પહેલો ભરથાર મરી ગયો છે તે અહિં કયાંથી ! (ગભરાય છે) અરે ! એતો મારી પાસે આવે છે. ( ઉભી થાય છે )

૧ લો—(નજીક આવીને) દુષ્ટા ! હવે કેમ ડરે છે ? મને મારતાં જરાપણ દયા નહોતી આવી ? તેનો બદલો હવે આપવા તૈયાર થા હું તારી વાટ જોઉં છું.

૨ જો—(આવીને) હું પણ તારી વાટ જોઉં છું.

છપ્પરપગી—અરે ! આતો બીજો પણ આવ્યો ! ( ગભરાઈને) હવે હું કયાં જાઉં.

૩ જો—(આવીને) યમરાજાના દરબારમાં, જ્યાં આપણો ન્યાય ચૂકવાશે.

૪ થો—(આવીને) કરેલા કર્મનું ફળ ભોગવવું પડશે.

છપ્પરપગી—આતો ચારે ભેળા થયા! (પગે લાગીને) તમે તમારે માર્ગે જાઓ, હું બ્હીઉં છું.

૧ લો—જીવતાં બ્હીતી નહોતી તે હવે બ્હીસ કેમ?

૨ જો—હવે અમારો વારો આવ્યો છે, ઉઠ ચાલ અમે તને તેડવા આવ્યા છીએ.

છપ્પરપગી—મને ક્ષમા કરો, મેં તમારો મોટો અપરાધ કર્યો છે, કાલે તમને મળીશ, અત્યારે મને સુવાદો, મને મારા પાપને માટે બહુ પશ્ચાત્તાપ થાય છે. (ચારે અદૃશ્ય થાય છે)

ગરીબદાસ—(આવીને) તું પશ્ચાત્તાપ કર તેવી છો નહિ મને ભગતને માર્યો!

છપ્પરપગી—અરે! આતો ગરીબદાસ પણ આવ્યા! (પગે પડીને) મેં તમારા બહુ અપરાધ કર્યા છે મને ક્ષમા કરો; મારા પાપનો મને પૂરો બદલો મળી ચૂકયો છે, સવારમાં ફાંસીપર ચડવાની છું.

ગરીબદાસ—રાંડ! જોડા મારી મારી ટાલ પાડી હતી તો પણ તું ન ધરાણી તે છેવટે પ્રાણ હર્યા.

છપ્પરપગી—મને હવે પજવોમાં, હું તમારાથી બહુ ડરું છું મને માફ કરો, તમારા જેવા ગરીબ પતિનો દ્રોહ કર્યો તેથી હું ફસાણી ને અંતે ધર્મો જય થયો; હવે મારી આંખ ખુલી પણ તે શા કામની, તમો દયાળુ છો મને માફ કરો.

ગરીબદાસ—હું માફ કરીશ પણ ઈશ્વર નહિ કરે. (જાયછે)

છપ્પરપગી—હે મન! હવે મને સુવાદે, અત્યારે તું પણ દુશ્મન થયું છે, મારી આખી જીંદગીનાં કરેલાં કૃત્યની યાદી આપી મને સતાવે છે. (સુઈજાય છે)

જેલર—(પ્રવેશ કરીને) બાઈ! ઉઠ, શું સુખે સુતી છે?

છપ્પરપગી—સુખે? સુખે તો મુવા પછી સુઈશ.

જેલર—આજે તને ફાંસી દેવાનો દિવસ છે, માટે તારી કાંઈ ઈચ્છા હોય તો મને જણાવ એટલે તે પ્રમાણે બંદોબસ્ત કરું.

છપ્પરપગી—મારી ઈચ્છા બીજી તો નથી, પણ મારાં માબાપને જો મેળવો તો આપનો મોટો ઉપકાર થશે.

જેલર—એ પણ તારાં મદદગાર થયાં, તો જીંદગીપર્યંત આ કારાગૃહને આધીન થયાં છે, તેને મળવું હોય તો ભલે લઈ આવું છું.

છપ્પરપગી—તેડી લાવો. (જેલર જાય છે) એ માબાપે મને આ દશાએ પહોંચાડી છે, પોતાના સ્વાર્થ માટે મને એકે ધણીનું ઘર સાંઢવા દીધું નહિ, ધિક્કાર હજો એવાં માબાપને, દીકરી પર આશા બાંધી તેના પૈસા ખાનાર માબાપને હજાર હજાર ફીટકાર હજો.

જેલર—(લઇને આવી) મળો તમારી દીકરીને.

ભૂધર—દીકરી! અંતે ધર્મેજય થયો, સૌ ફસાણાં.

પૂરી—તારું મરણ અમથી સહન નહિ થાય.

છપ્પરપગી—તમને પણ સાથે ફાંસી દીએ તો ઘણુંય સારું.

જેલર—જે શિક્ષા ફરમાવી છે તેમાં ફેરફાર ન થાય, તમે તો જન્મપર્યંત કેદખાનામાં સડો.

ભૂધર—તેના કરતાં મરવું સારું, દેખવું નહિ ને દાઝવું નહિ.

પૂરી——પુત્રી! હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, અમે સામેલ ન થયાં હોત તો આ સમય ન આવત.

છપ્પરપગી—એમાં કોનો દોષ?

પૂરી—આપણા નસીબનો.

છપ્પરપગી—એમાં નસીબ બીચારું શું કરે! આપણાં કર્યાં આપણે ભોગવ્યાં.

ભૂધર—હવે આપણે કયાં મળશું?

છપ્પરપગી—નર્કમાં, આપણાં પાપ એવાં છે; મા! મારી એક ઈચ્છા છે, તે તું છેવટમાં પૂર્ણ કરીશ?

પૂરી—ભલે, જે કાંઈ હોય તે કહે ? મારાથી બને તેવી હશે તો કેમ નહિ કરું.

છપ્પરપગી—તારાથી બને તેવી છે, (જરા છેટે જઇને) અહિં ઓરી આવ એટલે કહું.

પૂરી—(પાસે જઇને) બોલ શું છે ?

છપ્પરપગી—તેં મને બહુ લાડમાં ઉછેરી છે, તારી જીભથી તેં મને બહુ શીખવ્યું છે; તે જીભને એક ચુંમી લેવાની મારી ઇચ્છા છે તે છેવટની પૂર્ણ કરીશ ?

પૂરી—ભલે લે એમાં શું. (જીભ કાઢે છે)

છપ્પરપગી—(બટકું ભરી તોડી લેછે)

પૂરી—વોય ! વોય !! (લોહી નીકળે છે બોલી શક્તી નથી)

છપ્પરપગી—હાશ, હવે મને ટાઢક વળી.

જેલર—અરે આ શું કર્યું ! તારી માની જીભ કરડી ખાધી?

ભૂધર—આ શું સુજ્યું ?

છપ્પરપગી—ઠીક સુજ્યું છે, એ જીભે મારું નખ્ખોદ કાઢ્યું છે, એ જીભે તો મારું સત્યાનાશ વાળ્યું છે અને છેવટ મને ફાંસીને લાકડે પણ એ જીભેજ લટકાવી છે.

ભૂધર—એમાં એ શું કરે ?

છપ્પરપગી—એ જીભથી મને કોઇ દિવસ શિખામણના બે બોલ કહ્યા નહિ, પતિ પ્રત્યે પ્રીતિ રાખવાનું તથા તેનું ઘર ચલાવવાનું કહ્યું નહિ, પણ નિરંતર ધણીનું ધન હરવાનું શીખવતી જેથી હું આ દશાને પામી.

જેલર—ખરું છે, પુત્રીનું હિત પતિ પ્રત્યે પુજ્ય ભક્તિ રાખવામાં સમાયેલું છે, એવું માતાએ તેના મન પર ઠસાવવું જોઇતું હતું; તો ઉભયનું કલ્યાણ થાત.

છપ્પરપગી—આ માબાપો તો ઉલટુંજ શીખવતાં, જુદા જુદા પતિથી ઘરઘાવી પૈસા કઢાવતા અને તેના ઘરમાં ચોરી કરાવી સ્વધામ પહોંચડાવતાં, અને બીજે દિવસે બીજે હાજર કરતાં, એવી રીતે પાંચ ઘર ભટકી પણ ક્યાંય ઠરીને ઠામ ન બેસવા દીધી, ફીટકાર છે આવાં માબાપને.

सुकन्या-सावित्री नाटक



કારાગૃહમાં છપ્પરપગી–પાપનો પશ્ચાત્તાપ. છપ્પરપગીની ઉન્મત દશા, સરવેનું આશ્ચર્ય.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

ભૂધર—તું તો મરવા ટાણે ગાંડી થઈ છો, તારા પાપના છાંટા અમને ઉડયા તેતો જો, જીવતા સુધી સડયા કરશું.

છપ્પરપગી—તમે તમારા પાપે સડશો, પિતુ ધર્મ સમજ્યા હોત તો આમ ન થાત, માંરા વડે પૈસા પેદા કરી મલીદા ખાઈ પેટ વધાર્યું, તે ફોડયું હોત તો ઘણુંય સારું થાત.

ભૂધર—મેં ન ફોડયું તો છેવટે તેં ફોડયું.

સિપાહી—( પ્રવેશ કરીને ) જેલર સાહેબ ! આ ચીઠી ન્યાયાધિકારીની લઈ કોઈ આ બાઇને મળવા માગે છે. (આપે છે)

જેલર—(વાંચીને) આવવા દો. (સિપાહી જાય છે) તમને કોઈ મળવા આવેલ છે. ન્યાયાધિકારીનો હુકમ છે માટે મળો.

છપ્પરપગી—મને મળવા કોણ આવ્યું હશે ! મારું કોઇ હેતુ નથી, જે છેવટની ઘડીએ મને મદદ કરે.

ઉલ્લુસિંહ }
ઝુમખી }—(પ્રવેશ કરીને) કયાં છે ?

છપ્પરપગી—(જોઈને) અરે ! આતો મારી સખી ઝુમખી, અત્યારે અહિં કયાંથી ! તમે તો જાત્રાએ ગયાં હતાંને ?

ઝુમખી—અમે કાલે આવ્યાં, ત્યાં તારા આ ખબર સાંભળી બહુ દીલગીર થયાં, આ તેં શું કર્યું ?

છપ્પરપગી—મારા કમનસીબે તથા આ માબાપને પ્રતાપે.

ઉલ્લુસિંહ—બિચારા ગરીબદાસ તે દિવસે તુંને કાઢી મૂકતા હતા, તે અમે રખાવી તો અમને પણ દોષના ભાગી કર્યાં.

ઝુમખી—પતિની આજ્ઞામાંર હેવું એ સ્રીનો પરમધર્મ છે, તે શાસ્રનાં વચનો તેં ન ગણકાર્યાં, તો જોયોચમત્કાર !

છપ્પરપગી—હા જોયો, પતિને તેં પૂજ્યા તો સુખી થઇ, ને મેં દુભાવ્યા તો દુઃખી થઇ, બળ્યો અમારો નાતરીયો ઘર સંસાર, પરણુતાંજ વિચાર કરીએ કે બનતી

રાશ નહિ આવે તો છુટા છેડા કરશું, તે છુટા છેડાજ થાય.

**ઝુમખી**—અમે પરણુતાંજ દૃઢ કરીએ કે, જેવો મળ્યો તેવો શિરછત્ર છે, તેનાથી સુખી થવાની તો સુખીજ થઇએ.

**જેલર**—કેટલાક તુંડ મિજાજના તોરીજનો પુનર્લગ્નનાં બણગાં ફુંકે છે, તેને છપ્પરપગી જેવી મળે તો શુદ્ધ સાન આવે.

**ઉલ્લુસિંહ**—ભૂધરજી! તમે તો જમાઈનુંજ હજમ કરવાનું નક્કી કરેલું કે?

**ભૂધર**—હજમ થયું નહિ, લુણી પ્રોના લઈ ગઈ.

**જેલર**—પુત્રીના પૈસાને મીંદડીનાં રુવાડાં હાથમાં ન રહે.

**ભૂધર**— ગાયન.

હાથે કરી મેં કર્યું મુખ શ્યામ,
બોળવા બેઠો હું બાપનું નામ.

**ઉલ્લુસિંહ** / **જેલર** }—નફટ લાલચુ લુણ હરામ,
દીકરી વેચી વ્હાલા કરે દામ;

પાપી પાછો આવે ઠામનો ઠામ,
અંતે રહે એના કપાળમાં ડામ.—હાથે.



# પ્રવેશ ૧૦ મો.

સ્થળ—**દ્યુમત્સેનના આશ્રમમાં લગ્નમંડપ.**

**પાત્ર**—સત્યવાન, સાવિત્રી, દ્યુમત્સેન, શૈબ્યા, અશ્વપતિ, માલવી, પ્રધાનો, ઋષિ મંડળ અને સ્ત્રીવર્ગ.

(સત્યવાન તથા સાવિત્રીની લગ્ન વિધિ)

**સ્ત્રીવર્ગ**— (ગીત ગાય છે)

શોભે જોડી ઇન્દ્ર ઇન્દ્રાણી,
સૌભાગ્ય અમે આપીએરે.
બ્રહ્મા સાવિત્રીનીં સૌભાગ્ય દઇએ,
ઉમીયાને ઇશ સમોવડ કહીએ;



સત્યવાન-સાવિત્રીનો હસ્ત મેળાપ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

લક્ષ્મી સંગે સારંગ પાણી.—સૌભાગ્ય.
તનમન પ્રાણુની એકતા કરજો,
પ્રેમ અંતરમાં અવિચળ ધરજો;
દંપતી ધર્મને જાણી.—સૌભાગ્ય.

**સાવિત્રી**—(હાથમાં હાર લઈ) અગ્નિદેવની સમક્ષ શ્રી પરમાત્માને વચ્ચે રાખી, આ પવિત્ર ચાર માતા પિતા, ને સૂર્યદેવ આદિ ઋષિમંડળની સાક્ષીએ, હું પ્રતિજ્ઞા લઉં છું કે, યાવજ્જીવિત ધર્મ અર્થ કામ અને સુખ દુઃખમાં હું આ આર્ય પુત્રની સહચરી થવા બંધાઉં છું, હું આજથી આપની એક વિશ્વાસુ સહ ધર્માચારિણી બની છું, આપજ મારા જીવનના આધાર છો, તેથી આપ જ્યાં નિવાસ કરશો, ત્યાં હું સાથે રહીશ અને તમારા ગુરુજનોની સેવા પ્રતિદિન કરીશ, આપની ભક્તિ કરવી તે પ્રભુની ભક્તિ કર્યા તુલ્ય ગણીશ અને નિરંતર મધુર ભાષણથી આપને રંજન કરીશ, એટલું નહિ પણ હું આપની અર્ધાંગના થયેલી હોવાથી આપની સર્વ આજ્ઞાને મરણ પર્યંત પાળવાનો દૃઢ નિશ્ચય રાખી, એક પતિવ્રત પાળી આપને અવલમ્બીને રહીશ.

**સત્યવાન**—હું પણ આ બ્રહ્મમંડળની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે, આ મારી ભાર્યા પ્રત્યે યાવજ્જીવિત પર્યંત જુદો નહિ થવા હું બંધાઉં છું. સુખ અને દુઃખના સર્વ પ્રસંગોમાં સમાયાનુકૂલ નરમાશના ગુણ ધારણ કરી, એક પત્નીવ્રત પાળી, નિર્મળ સ્નેહથી પ્રેમ સુખનો તમારાથીજ અનુભવ લઈશ, હોમ યજ્ઞાદિ કાર્યમાં, ધર્મ અર્થ કામ અને મોક્ષમાં સહ ભાગિનીગણી, ગૃહદેવી સ્થાપી તમને અવલમ્બીને વર્તીશ. (હાર આરોપે છે)

**સર્વે**—દંપતી! ચિરંજીવી રહો.

**સત્યવાન**—સર્વે ગુરુજનોને અમે વંદન કરીએ છીએ. (બન્ને વંદન કરે છે)

**સર્વે**—તમારું કલ્યાણ થઓ.

**માલવી**—દેવિ શૈબ્યા! અત્યારસુધી સાવિત્રી અમારી હતી તે હવેથી તમારી થઇ.

ગાયન.

મારી મુખ દીઠી દીકરીને, મુખે હસી બોલાવજો;
શુભ સમાચાર તમારા, અમોને નિત્ય કહાવજો.—મારી.
ઉછેરી લાડમાં લાડસઘેલી,
જઇશું અમે તમ આશ્રય મેલી;
દોષ પડે તો ક્ષમાની દૃષ્ટિ વડે નિભાવજો—મારી.



## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—શર્યાતિનો રાજમહેલ.

**પાત્ર**—શર્યાતિ, સુશીલા, નારદ.

**સુશીલા**—પ્રાણનાથ! તે દિવસે આપણે વનવિહાર કરવા ન ગયાં હોત તો કેવું સારું થાત?

**શર્યાતિ**—રાણી! એ બધું ભાવી કરાવે છે, કયાં વનવિહાર કરવા જવું, ત્યાં મારે શિકારે નીકળવું, સાથે સુકન્યાને લેવી, તમારા આવ્યા પહેલાં એકલી વનલીલા નિરખવા મોકલવી, ત્યાં રાફડામાં શૂળ ખોસવી, આ બધું બનવાનું તે કેમ મિથ્યા થાય!

**સુશીલા**—ઘણાં વ્રતદાન અને પુણ્ય કર્યાં, ત્યારે પુત્રીનું મુખ જોયું, તે પણ અંતે સંતાપ રૂપ થઇ પડી; મારું તો અંતઃકરણ બળીને ખાખ થઈ જાય છે.

**શર્યાતિ**—હવે પરિતાપ કરવો નકામો છે, જે થયું છે તેમાં સંતોષ માનવો.

**સુશીલા**—સંતોષ શી રીતે માનું! મારી સકુમાર દીકરી ઋષિ પત્ની થઈ, ત્યાં સુખી હશે કે દુઃખી એ રટણ ક્ષણ પણ મને વિસરતું નથી.

**શર્યાતિ**—ચ્યવન ઋષિના તપોબળથી તેને કોઇ વાતની ન્યૂનતા નથી, જે ચાહે તે કરી શકવા સમર્થ છે;

આપણી રાજસમૃદ્ધિ તેમના તપોબળ આગળ તુચ્છ છે.

**સુશીલા**—ગમે તેવી હોય તોપણ તે ઋષિ આશ્રમ રાજ્ય તુલ્ય કેમ કહેવાય! મારે તો મારી પુત્રીને મોટા રાજા સાથે પરણાવી લ્હાવો લેવો હતો તે ઓરીયો વીત્યો નહિ.

**શર્યાતિ**—સુકન્યાએ પોતે જ્યારે તેનો સ્વીકાર કર્યો, તો પછી આપણો શું ઈલાજ, ઋષિનો પણ તેવો આગ્રહ નહતો, છતાં સુકન્યાનેજ તેવી બુદ્ધિ સુઝી.

**સુશીલા**—એના નસીબે તેમ દોરી, ત્યાં શું કરવું.

**શર્યાતિ**—પુત્રીના માબાપો યોગ્ય વર જુવે, ઘર જુવે, તથા સુખ સંપત્તિ જુવે, પણ તે ભોગવવા ભાગ્યશાળી ન થાય; તેમાં કોનો દોષ?

**સુશીલા**—એના નસીબનો, નહિતર આમ શું કામને થાય! એક પુત્ર હોત તોપણ હું મન વાળત.

**શર્યાતિ**—આપણા નસીબમાં સંતાનનું સુખ નથી તે કયાંથી સાંપડે, જો હોત તો પુત્રી ઋષિ પત્ની શા માટે થાત; કોઈ રાજા સાથે પરણાવત તો દોહિત્ર પણ પાછળ તર્પણ કરી કુળને તારત.

**સુશીલા**—મને આવા આવા વિચાર આવવાથી કયાંય પણ સુખ પડતું નથી, એકવાર સુકન્યાને નજરે જોઉં તો શાન્તિ થાય.

**શર્યાતિ**—તમારી મરજી તેવી છે, તો આપણે તેની પાસે જાશું.

**નારદ**—(અંતરીક્ષમાં) ભજગોવિંદમ્ ભજગોવિંદમ્.

**સુશીલા**—નારદ મુનિ આવતા જણાય છે!

**શર્યાતિ**—એ આપણી ચિંતા દૂર કરશે.

**નારદ**—(પ્રવેશ કરતાં)

(ગાયન)

ભજ ગોવિંદ ગોવિંદ વાર વાર,
રસના હરિને નવ ઘડી વિસાર.

**શર્યાતિ**—(પગે લાગીને) મુનિ ! અમે દંપતી આપને પ્રણામ કરીએ છીએ.

**નારદ**—દંપતી સુખી રહો, કેમ કાંઈ વિચાર ગ્રસ્ત હો એમ જણાઓ છો !

**શર્યાતિ**—આ રાણી સુકન્યાની ચિંતા કરે છે.

**સુશીલા**—સંતાનની ચિંતા કેમ ન થાય !

**નારદ**—થાય, પણ આતો ચ્યવનની ધર્મપત્ની થઇ છે; તે તમારું કુળ તારશે.

**સુશીલા**—કુળ તારશે ત્યારે તારશે, પણ અત્યારે તો એની ચિંતા મને થઇ પડી છે, ફુલની માફક ઉછેરેલી તેને અરણ્યમાં ફેંકી દીધી.

**નારદ**--ફેંકી નથી, પણ તમારું શ્રેય કરવા સોંપી છે.

**સુશીલા**—શ્રેય તો ચ્યવન ઋષિ મને પુત્રનું વરદાન આપે તો માનું.

**નારદ**—તમારા જામાત્ર છે, તેને જઇને વિનવો તો ઋષિને અશકય નથી.

**શર્યાતિ**— કૃપા કરે તો વાર ન લાગે.

**સુશીલા**—ત્યારે આપણે જઇ તેમને વિનવીએ.

**નારદ**—મુનિચ્યવન તમને યજ્ઞ કરાવે, તો તમારા સર્વ મનોરથ સિદ્ધ થાય; એમના તપો બળ આગળ કોઈ પણ ચીજ અગમ્ય નથી.

**સુશીલા**—ત્યારે તો આપણાં ધન્ય ભાગ્ય કે એવા જામાત્ર મળ્યા ! પુત્રી ભલે તેમને વરી.

**નારદ**—સુકન્યા બહુ ડાહી છે, તેણે જે કર્યું છે તે તમારા હિતનું કર્યું છે, નહિતર આખાકુળનો નાશ થઈ જાત.

**શર્યાતિ**—તે તો અમે નજરે જોયું હતું, સુકન્યાએ તે વખતે ઋષિને શાન્ત ન કર્યા હોત તો મૃત્યુને વાર ન હોતી.

**સુશીલા**—અરે ! તોબા પોકારી હતી.

**નારદ**—ત્યારે તે ઉપરથી સમજી લીયો.

**સુશીલા**—આર્ય પુત્ર ! આજજ સુકન્યા પાસે જઇએ, મારું મન તેને મળવાને બહુ ઉતાવળું થયું છે.

**શર્યાતિ**—હમણાંજ જવાનો બંદોબસ્ત કરું છું.

**નારદ**—હવે હું રજા લઇશ.

**શર્યાતિ**—ભલે પધારો.

**નારદ**—( સ્વગત ) ત્યાં ગયા પછી ચ્યવનને યુવાન જોશે, તો બે ઘડી રમુજ થશે.

**ગાયન.**

ભજ ગોવિંદ ગોવિંદ વાર વાર,
રસના હરિને નવ ઘડી વિસાર—ભજ.
આ જગત્ જાણજે મોહ જાળ,
મૃગજળ સમાન છે આળપંપાળ;
ધનધરા ધામ આખર અસાર—રસના.
પ્રભુ નામ સ્મરણ રૂપસુધાસાર,
કર પ્રીતે પાન ભવ ઉતર પાર;
કર ધર્મ કર્મ રાખી દિલ ઉદાર.—રસના.



# પ્રવેશ ૧૨ મો.

**સ્થળ—આશ્રમ.**

**સાવિત્રી**—(એક વૃક્ષ નીચે-સ્વગત) માતાનું હેત જુદાજ પ્રકારનું હોય છે. મારા વિયોગથી એમને ધૈર્ય ન રહ્યું તે માત્ર તેમના વાત્સલ્ય પ્રેમને લઇનેજ, તેઓ જતાં જતાં પણ પાછું વાળી વાળી જોતાં જોતાં રોતાં ગયાં તે માત્ર તેમના સ્વભાવિક વાલપને લીધેજ, હું પણ ધૈર્ય રાખી શકી નહિ. આહાહા ! માતાનો વિયોગ કેટલો દુઃખદાયી છે તે મેં આજ અનુભવ્યું, જો પ્રાણ પતિનો નિર્મળ સ્નેહ ન હોય તો માતપિતાનો વિયોગ અસહ્ય થઇ પડે. (આંસુ લુંછતાં) પીયરના ઉમળકા અહિં મળવાના છે ? માટે તેનું વિસ્મણ કરી મારા અહિંના કર્ત્તવ્યને અનુસરું, આ આશ્રમને અને મારા

હવે પછીના સંસારને આ આભૂષણો શોભતાં ન ગણાય, માટે તે ઉતારી જેમ સીતાજી વનવાસમાં વનવાસિની જેવાં શ્રી રામચંદ્રજી સાથે રહ્યાં હતાં તેમ હું પણ મારા સ્વામિના સ્વાંગને અનુસરું (અલંકાર ઉતારતાં)

**શાર્દૂલવિક્રિડિત છંદ.**

ધાર્યાં છે ઉર ઉપરે ઉમંગથી, છો હાર મોંઘા ઘણા,
પ્હેર્યાં પુષ્કળ પ્રેમથી પટકુળો, રાખી નથી રે મણા;
શોભાવી મુજ દેહને અતિઘણી, આભૂષણો ઉમદા,
ઉતારું અધિકારથી સરવને, રાખીશ હૃદયે સદા.

**વસંતતિલકા. છંદ.**

સ્વામી વસે વન વિષે, વનકુળ પ્હેરી,
શોભું નહિ અલંકૃત, ઋષિપત્ની ભેળી;
ધારીશ ભૂપતિ થશે, મુજ નાથ જયારે,
જાશું બની નગરમાં, સજી ઠાઠ ત્યારે.

**સત્યવાન**—(નેપથ્યમાં)

**વસંતતિલકા છંદ.**

કીધા અથાગ ઉપકાર, જે જન્મદાતા,
વિસારું કયમ તે અપંગ, દશાજ થાતાં;
માતાપિતા તણું ઋણ, અગણિત માથે,
છુટે જન્મભર નહિ, પુનર્જન્મ સાથે.

**સાવિત્રી**—અહો! મારા પ્રાણપતિજ અહિં પધારતા હોય એમ આ સ્વર સૂચવે છે.

**સત્યવાન**—(પ્રવેશ કરી) પ્રિયા! તમે અહિં છો! એકલાં શું કરો છો? માતા પિતા તમારી ચિંતા કરે છે, તેથી હું તેડવા આવ્યો.

**સાવિત્રી**—પ્રાણનાથ! અહિં તો હું મારા અલંકારો ઉતારી પેટીમાં મૂકતી હતી, મારે માટે આપને શ્રમ લેવો પડયો, એ મને શરમવાળું છે.

**સત્યવાન**—પ્રિયા! જે રાજહંસીએ નંદન વનના માન સરોવરમાં મુકતા મણિનાઆહારથી ક્ષુધાની તથા

દેવગંગાના અમૃત સરખા જળપાનથી તૃષાની શાન્તિ કરી છે, તે રાજહંસી એક નિર્જન વનમાં આવી પડે તેની કેવી દશા થતી હશે તે મને સમજાવશો ?

**સાવિત્રી**—આર્યપુત્ર ! દૈવયોગથી કે પોતાના અદૃષ્ટના યોગથી રાજહંસ નિર્જન વનમાં આવી વસે, તો તેની સાથે રાજહંસી પણ રહેવાનું પસંદ કરે, કેમકે એતો પતિપરાયણ છે; તો જેવી પતિની તેવી તેની દશા સમજવી.

**સત્યવાન**—પ્રિયા ! હું શોધું છું, પરંતુ મારામાં એવો કોઈ ગુણ જણાતો નથી કે જેથી હું તમારા આટલા બધા પ્રેમને પાત્ર હોઉં.

**સાવિત્રી**—આ આપનું નિરભિમાન એજ આપનો મહાન્ ગુણ છે.

**સત્યવાન**—મારા જેવા પદભ્રષ્ટ થએલા એક રાજકુમારના ઉપર તમારો આટલો બધો અનુગ્રહ એજ હું મારું સદ્ભાગ્ય સમજું છું.

**સાવિત્રી**—આર્યપુત્ર ! એમ બોલી મારી મોટાઈ આપ શા માટે વધારો છો ? મેં મારી ઇચ્છાથીજ આપને મારું સર્વસ્વ અર્પણ કર્યું છે; આપના સદ્ગુણોએ મારું મન આકર્ષ્યું છે. હું આપને ગુણના સાગર જેવાજ જોઉં છું.

**સત્યવાન**—અમૃતના સમુદ્રમાંથી થએલો ચન્દ્ર અમૃતને વર્ષાવે તેમાં આશ્ચર્ય નથી, તમારી મારા વિષે અત્યંત પ્રીતિ છે, તેને લીધેજ તમારી દૃષ્ટિમાં હું એવો દેખાઉં છું; પરંતુ હું તો તમને છાજતાં રાજ વૈભવાદિ સુખ આપવાને સમર્થ નથી.

**સાવિત્રી**—પ્રાણપતિ ! હું રાજસુખની ઇચ્છાથી તમને વરી નથી, પણ વિપત્તિમાં સહચરી થવા વરી છું. એટલુંજ નહિ, પણ મન વચન અને કર્મથી તમને ઈશ્વર તુલ્ય ભજવા, આપનાં માતા પિતાને તીર્થરૂપ ગણી તેમની સેવા કરવા તથા પ્રાણાંતપર્યંત આપનું હિત કરવાના નિશ્ચયથીજ હું આપને વરી છું.

**સત્યવાન**—તમે તમારા વાક્ ચાતુર્યથી મારી વાચા બંધ કરી દીધી, મારે હવે આગળ શું કહેવું તે મને સુજતું નથી.

**સાવિત્રી**—એમ કહો કે સુખ દુઃખની તું મારી વિભાગી છું, એથી વિશેષ મારે કાંઈ જોઇતું નથી; આપની સેવામાંજ મારું સર્વસ્વ સમાયલું છે, સીતા, મદાલસા, અનસૂયા અને લોપામુદ્રાદિ સતીઓએ જે માગ્યું હતું, તેજ મારે જોઈએ છીએ.

**માલિની છંદ.**

પ્રિયતમ! પદ સેવા, યાચું છું જોડી પાણિ,
ફળ ફુલ સમિધો હું, નિત્ય આપીશ આણી;
નરવર ઉર ધારો, દાસીની દીન વાણી,
પરિચય નથી મારે, રાજ હું છું અજાણી,

**સાવિત્રી**— **ગાયન**

હું અજાણી રાજ! તમથી છેક છું અજાણી,
**સત્યવાન**-મમપ્યા..................રી, વ્હાલી સુધડનાર;
સંસારનો પામ્યો સાર, હૃદયહાર ગુણ ખાણી—હુ
**સાવિત્રી**—સોંપ્યો હાથ નાથજી! નિભાવવી તમારે હાથ,
**સત્યવાન**-શોભાવો સદાસાથ, વાહ વાહરે શાણી.—હું

**સત્યવાન**—પ્રિયા! તમારો વિનયતો તમારીજ પાસેછે, અત્યાર સુધી મને મારું રાજ્ય યાદ ન્હોતું આવતું, પરંતુ હવે તે મેળવવાની પ્રબળ ઇચ્છા થાય છે, વારં વાર એમજ જીજ્ઞાસા થયા કરે છે કે તમને કયારે પટરાણી કહેવરાવું.

**સાવિત્રી**—આપની એ ઈચ્છા પ્રભુ સફળ કરશે, વિપત્તિને અંતે શ્રી રામચંદ્ર તથા હરિશ્ચંદ્રાદિ રાજાઓને શું પોતાનાં રાજ્ય પ્રાપ્ત થયાં નથી? વિપત્તિતો આવે છે અને જાય છે; માત્ર તેમની કીર્ત્તિંજ અમર રહે છે, આપના સર્વ સદ્‌ગુણોને વિપત્તિજ વધારે પ્રકાશીત કરી તેનું તેજ ચોતરફ ફેલાવશે.

**સત્યવાન**—તમારી સાથે વાણી વિનોદ કરવા બેસું તો પાર આવે તેમ નથી, મહારાજા અશ્વપતિની મારા ઉપર અનુકંપા કે આવા વિપત્તિના સમયમાં તમારા જેવું વિદ્યારૂપી હથિયાર મને બક્ષ્યું, કે જેની મદદથી હું વિપત્તિને વિદારવાને શકિતવાન થઇશ.

**સાવિત્રી**—હું પણ મારાં સાસુ સસરાની સેવા કરી કૃતાર્થ થઇશ, અને આપણા દામ્પત્ય ધર્મને દીપાવીશ, કે જે રાજ્ય ભુવનમાં બનવું દુર્લભ હતું.

**સત્યવાન**—દુઃખને પણ સુખ માની લેવાનું તમારું મનોબળ જોઇ મને ખરેખર આનંદ થાય છે.

સત્યવાન— ગાયન

આરામની સુખધામની, પ્રિયા! તું પ્રતિમા પ્રેમની;
મમ તાપ ઉરના ઠારનારી, તું શીતળ ધારા બની.

સાવિત્રી—

માળા જપું તમ નામની (૨) નથી ઇચ્છા દામ દમામની;
ચિત્ત ચાહું સેવા શ્યામની........................

સત્યવાન—.................સાચી તું ભગવતી ભામિની—
આરામની.



# પ્રવેશ ૧૩ મો.

સ્થળ—**ચ્યવનાશ્રમ.**

**પાત્ર**—સુકન્યા, સખી, (પાછળથી) ચ્યવન, શર્યાતિ, સુશીલા, અશ્વિનીકુમારો અને નારદ.

**સુકન્યા**—હમણાં મારા પ્રાણનાથ યુવાન થઇને આવશે!

**સખી**—માટે આપ શૃંગાર સજીને તૈયાર થયાં છો કેમ?

**સુકન્યા**—હાંસ્તો, યુવાવસ્થાને છાજે એવું સુખ મને મળશે, પરણ્યા પછી આજ અવસર મળ્યો; પ હજી કેમ ન આવ્યા?

**સખી**—હમણાં આવી તમારા મનોરથ પૂર્ણ કરશે, ધીરજ રાખો.

**સુકન્યા**—સખી ! એ આવે કે તું બહાર જઈ બેસજે, નહિ તો એ મને ભેટતાં અચકાશે.

**સખી**—અને તમે પણ શરમાશો એમ કહોને !

**સુકન્યા**—તે પણ ખરું (આકાશમાંથી ચ્યવન ઉતરે છે તેને જોઇ ) આ કોણ હશે ? તે દિવસના જેવા દેવ તો નહિ હોય !

**ચ્યવન**—(મનમાં) આ બેમાં મારી સુકન્યા કયી હશે ! કેમ કોઈ બોલતાં નથી અને સ્તબ્ધ બની ગયાં છે. (પ્રકાશ) તમારા બેમાંથી સુકન્યા કોણ ?

**સુકન્યા**—હું સુકન્યા ! તમારે શું કામ છે ?

**ચ્યવન**—અહાહા ! સુકન્યા તો દેવાંગનાને પણ શરમાવે એવી છે ! સ્વર્ગમાં હું દેવ વૈદ્યો સાથે ઘણાં સ્થળે ફર્યો, પણ સુકન્યાની તુલના કરે તેવી એક પણ દેવાંગના મેં જોઇ નહિ; ખરેખર સુકન્યાનું આવું સુંદર સ્વરૂપ નેત્ર ન મળ્યાં હોત તો હું જોવા પામત નહિ, અત્યાર સુધી તો સુકન્યા આંધળા આગળ આરશી જેવીજ હતી,

**સુકન્યા**—આપ કોણ છો ? શું જોયા કરો છો ?

**ચ્યવન**—તમે મને નથી ઓળખતાં ?

**સુકન્યા**—ના, આપ કોઈ દેવ હો એવા દેખાઓ છો !

**ચ્યવન**—ખરું છે, હું દેવ વૈદ્યની કૃપાથી દેવજ બન્યો છું.

**સુકન્યા**—આપ કયા દેવ છો ?

**ચ્યવન**—રતિપતિ કામદેવ.

**સુકન્યા**—(ક્રોધથી) કામદેવને તો મહાદેવે બાળી ભસ્મ કર્યો હતો, એ અનંગ અહિં કયાંથી !

**ચ્યવન**—(સ્વગત) આ મને ઓળખતી નથી કે હું ચ્યવન છું, મારે એને ખાત્રી પણ શી રીતે કરી આપવી, કે હું ખરેખરો ચ્યવનજ છું ! ભારે ભૂલવણી થઈ, દેવ વૈદ્યને સાથે લાવ્યો હોત તો ઓળખાણ આપી શકાત. (પ્રકાશ) રાજપુત્રી ! હું પોતે ચ્યવન, તમારો પ્રાણપતિ.

**સખી**—બ્હેન ! હું જાઉં છું. (જાયછે)

**સુકન્યા**—એમ હું ઠગાઉં એવી નથી, દેવોની ઠગ વિદ્યા મારાથી અજાણી નથી.

**ચ્યવન**—આ તો મને ઠગ સમજે છે! પ્રિયાને ભેટતાં વિલંબ થાય છે, તેમ તેમ મારું મન અધીર થાય છે, હું મનો નિગ્રહ કરનારો તે સુંદરીને જોવાથી અત્યારે કામદેવનો ઉપાસક બન્યો છું. માયાની ભૂલવણી અલૌકિક છે! સ્ત્રીનું સૌન્દર્ય યુવાનોનાં મન વિહ્વળ કરી નાખે છે, તે આજે હું પ્રત્યક્ષ અનુભવું છું. (પ્રકાશ) તમે પતિવ્રતા છો તો ખાત્રી કરો.

**સુકન્યા**—ખાત્રી હું શું કરું! મારા પતિ તમે હો તો તમેજ તપોબળથી ખાત્રી કરો.

**ચ્યવન**—એ યથાર્થ કહ્યું, હે દશે દિશાના દિગ્પાળો! હે વનદેવતાઓ! જો હું સાચો ચ્યવન હોઉં તો તેની સાક્ષી આપશો.

**આકાશવાણી**— ગીતી

કર શંકા દૂર મનની, શાણી સુકન્યા સુણી સત્ય વાણી;
રૂપ અનુપમ પામ્યો, સ્વામી તારો ચ્યવન એમ જાણી.

**સુકન્યા**—શું આપજ મારા પ્રાણપતિ! મારું અહોભાગ્ય!! ( ભેટે છે. )

### ગાયન

ઉભી ઉભી જોઉં વ્હાલા! તમારી વાટડી;
દેખી રૂપ હર્ષે ભરાય, મારી છાતડી—ઉભી.

ચ્યવન—દયાનિધિ દેવે, આપી છે યુવાની;
સુકન્યા—નિરખી નગિના! બની છું દિવાની;
આનંદે ગાળીશું, દિન રાતડી—ઉભી.

**ચ્યવન**—(ભેટતાં) શી વિભ્રમતા!

**શર્યાતિ**—(તેની રાણી સુશીલા સાથે પ્રવેશ કરતાં, સુકન્યાને ભેટતાં જોઇ) રાણી! આ હું શું જોઉં છું! શું આ આપણી પુત્રી સુકન્યા?

**સુશીલા**—આ કોને ભેટી છે?

**શર્યાતિ**—એના દુર્ભાગ્યને.

**સુશીલા**—શું મારી કુખને લજાવી?

**શર્યાતિ**—(મ્યાનમાંથી તલવાર ખેંચી) સુકન્યા ! તું કોને ભેટી છો ? લોકો જેને નમસ્કાર કરે છે, એવા મુનિને તેં શું ઠગ્યા ! તું વૃદ્ધાવસ્થાથી ઘેરાયલા મુનિનો ત્યાગ કરી આવું નિંદિત આચરણ કરે છે ?

**સુશીલા**—હે ઉત્તમ કુળમાં જન્મેલી ! તારી આવી મતિશાથી થઈ ?

**શર્યાતિ**—તું લાજ શરમ છોડી દઈ નિડર પણે કોની પાસે ઉભી છો ? કુલકલંકિણી ! દુરાચારિણી ! તેં મારા તથા તારા પતિના ઉભયકુળને નર્કમાં નાખ્યા છે; માટે તારો તથા આ પુરુષનો આ સ્થળેજ વધ કરવો જોઈએ.

**સુકન્યા**—(ચ્યવન સામું જોઈ હાસ્ય કરે છે)

**ચ્યવન**—(સુકન્યા સામું જોઈ હાસ્ય કરે છે.)

**શર્યાતિ**—તમે બન્ને ઉદ્ધત બની, અમારી સમક્ષ કરેલા અપરાધનો પશ્ચાત્તાપ કરવાને બદલે, અટ્ટહાસ્ય કરો છો; તેની શિક્ષા હમણાંજ કરું છું, (પાસે જાય છે)

**સુકન્યા**—(હાથ જોડી) હે માતા પિતા ! આ તમારા જામાત્ર ભૃગુના પુત્ર ચ્યવન પોતેજ છે, હું શુદ્ધ પતિવ્રતા છું; કુલકલંકિણી નથી; એ ખાત્રી રાખજો.

**ચ્યવન**—તમારી પુત્રી ખરું કહે છે, હું પોતે ચ્યવનછું.

**શર્યાતિ**—તમે ચ્યવન છો. એમ હું શીરીતે માનું ?

**ચ્યવન**—એજ ભૂલવણી છે, અત્યાર સુધી તમારી પુત્રી પણ ન્હોતી માનતી.

**સુશીલા**—પણ તમે યુવાન કયાંથી થયા ?

**ચ્યવન**—તમારી પુત્રીના તપોબળથી.

**શર્યાતિ**—ગએલાં નેત્ર પાછાં પ્રાપ્ત થાય, એ વાત કેટલી બધી અસંભવિત છે !

**ચ્યવન**—ન માનો તો તમે જાણો, હું તો ખરું કહું છું.

**સુકન્યા**—માતા પિતા ! મેં મારા પ્રાણપતિની આજ્ઞાથી, દેવવૈદ્ય અશ્વિનીકુમારને પ્રસન્ન કર્યા; ત્યારે તેમણે મારા પ્રાણનાથને યુવાવસ્થા તથા નેત્રો આપ્યાં છે.

**શર્યાતિ**—શું ખરું કહે છે ?

सुकन्या-सावित्री नाटक



યુવાન ચ્યવનની પાસે સુકન્યાને ઉભેલી જોઈ તેના પિતાએ મારવા જવું.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

**અશ્વિનીકુમાર બન્ને**—(આકાશમાંથી ઉતરતાં) હા, તે સત્ય કહે છે, અમારી કૃપાથી ચ્યવનને યુવાવસ્થા પ્રાપ્ત થઇ છે; તમારી પુત્રી પવિત્ર છે.

**શર્યાતિ**—મેં બહુ સાહસ કર્યું! તજવીજ કર્યા પહેલાં ક્રોધાતુર થઈ મુનિનું અપમાન કર્યું. (ચ્યવન પ્રત્યે) મુનિરાજ! ક્ષમા કરશો.

**સુશીલા**—મારી સદ્ગુણી પુત્રી! આવ મને ભેટ. (ભેટે છે) અમે તારી સંભાળ લેવા આવ્યાં, તેમાં તો કૌતક થઇ પડયું.

**સુકન્યા**—માતા! આજે મારા હૃદયમાં આનંદ માતો નથી, હર્ષે હૈયું ઉભરાઈ જાય છે,

**શર્યાતિ**—(ચ્યવનને બરાબર નિરખી) મારી પુત્રી એ આંખોમાં શૂળ ઘોચી હતી, તેજ તમે ચ્યવન!

**ચ્યવન**—હા, એ હું પોતે.

**શર્યાતિ**—ત્યારે તો મને ભેટો. (ભેટે છે)

**સુશીલા**—પ્રાણપતિ! અહિં આવ્યાનું સાર્થક થયું.

**શર્યાતિ**—આથી વિશેષ શું! પોતાનું સંતાન સુખી એજ માબાપને સંતોષ.

**અશ્વિનીકુમાર, ૧ લો**—પુત્રી સુકન્યા! અમે તમારા પુણ્યથી પ્રસન્ન થયા છીએ, માટે બીજું વરદાન માગવું હોય તે માગો.

**સુકન્યા**—આપ પ્રસન્ન થયા હો તો, મારે ભાઇ નથી તે આપો.

**અશ્વિનીકુમાર, ૧ લો**—અમારા બન્નેના વરદાનથી તમારા પિતાને બે પુત્રો થશે.

**સુશીલા**—ધન્ય છે પુત્રી ધન્ય છે તને! તું તો કુળતારક નિવડી.

**શર્યાતિ**—પિતાના વંશની વૃદ્ધિ કરનારી પુત્રી! મેં તને કુળકલંકિણી કહી, તે ક્ષમા કરજે.

**સુકન્યા**—વડીલના મુખે આ શબ્દો યોગ્ય નથી.

**ચ્યવન**—મહારાજા! હું પણ તમારાપર પ્રસન્ન થયો છું,

તો વરદાન આપું છું કે, તમને ત્રીજો પુત્ર મારા વરદાનથી થશે.

**શર્યાતિ**—(સુશીલાપ્રત્યે) લ્યો! તમને ત્રણ પુત્રો થશે.

**અશ્વિની કુમાર, ૨જો**—રાજા! એ ત્રણ પુત્રોથી તમારો વંશ વિસ્તાર પામશે, તમારા વંશમાં રેવત નામનો રાજા થશે, તે સમુદ્રની વચમાં દ્વારકાં નામની પુરી રચીને તેમાં નિવાસ કરશે: અને આનર્ત આદિક દેશો ઉપર રાજ્ય કરશે, તેને સો પુત્રો થશે.

**શર્યાતિ**—આપની કૃપાની સેવા હું શું કરું! તે બતાવી મને ઉપકૃત કરશો.

**નારદ**—(પ્રવેશ કરી ચ્યવન પ્રત્યે) જયજય મુનિરાજ! વેષ તો ઠીક લીધો છે?

**ચ્યવન**—સુકન્યાએ લેવરાવ્યો.

**નારદ**—વૃદ્ધાવસ્થામાં નાની સ્ત્રી પરણનારને યુવાનનો વેષ ભજવવો પડે છે.

**ચ્યવન**—એ વૃદ્ધો તો ખોટા યુવાન બને છે, અને હું તો ખરો બન્યો છું.

**નારદ**—એટલી આપની વિશેષ મહુત્તા! રાજા! તમો દંપતીના મનોરથ પૂર્ણ થયા કે નહિ? મહારાણી! મારું કહેલું સત્ય ઠર્યું ના?

**શર્યાતિ**—હા મહારાજ! આપના કહેવા પ્રમાણેજ થયું.

**નારદ**—ત્યારે હવે સુકન્યાનો હસ્ત મેળાપ મેં કરાવ્યો હતો, તેની દક્ષિણા બાકી રહી છે તે આપવી જોઈએ.

**શર્યાતિ**—આપ કહો તે આપું.

**નારદ**—આ અશ્વિનીકુમારોને યજ્ઞમાં દેવતાઓ સોમરસનો ભાગ આપતા નથી, માટે તમે સોમ યજ્ઞ કરો અને મુનિ ચ્યવન તમને તે યજ્ઞ કરાવી, પોતાના તપોબળથી અશ્વિનીકુમારોને સોમરસનું પાન કરાવે, એજ મારી દક્ષિણા.

**અશ્વિનીકુમાર, ૧ લો**—વાહ મુનિરાજ! અમારો ગુહ્ય સંકલ્પ સમજી ગયા!

**ચ્યવન**—નારદમુનિ પ્રભુનું મન છે તે કેમ ન જાણે, દેવ વૈદ્યો ! હું મારા તપોબળથી તમને યજ્ઞમાં સોમરસનો ભાગ લેતા કરાવીશ પછી કેમ ?

**અશ્વિનીકુમાર, ૨ જો**—તો અમે પૂર્ણ સંતોષ પામીશું.

**નારદ**—હવે હું રજા લઉં છું. (જાય છે)

**આશ્વનીકુમાર બન્ને**—અમે પણ જઇએ છીએ, તમારું સહુનું કલ્યાણ થાઓ. (આકાશ માર્ગે જાય છે.)

**સુશીલા**—બ્હેન ! તમે અમારે ત્યાં ચાલો, સોમયજ્ઞ કરી, અશ્વિનીકુમારને આપેલું વચન પૂર્ણ કરીએ.

**સુકન્યા**—જેવી ઋષિરાજની આજ્ઞા.

**ચ્યવન**—આ આમશ્ર વાસીઓને મળી, પ્રભાતે પ્રયાણ કરીશું.

**શર્યાતિ**—બહુ સારું.

**સુશીલા**— **ગાયન.**

નથી સુખ વસ્યું જઇ સંપત્તમાં (૨)
નથી દુઃખ કંઇ સદા વિપત્તમાં.—નથી.
જે નવ ભાળ્યું રાજ ભુવનમાં,
તે કૌતક અનુભવ્યું ઉપવનમાં;
ફળે ઋતુ કેરાં ફળ રતમ.—નથી
ભલે પુત્ર કે પુત્રી કહાવે,
પણ જે માતની કુખ દીપાવે;
તેને ધન્ય જગતમાં.—નથી.

(સર્વે જાય છે)

# પ્રવેશ ૧૪ મો.

## સ્થળ—**દ્યુમત્સેનનો આશ્રમ.**

**પાત્ર**—સત્યવાન, સાવિત્રી. (પાછળથી) દ્યુમત્સેન તથા શૈબ્યા.

(સત્યવાન પ્રભાતમાં સમિધ લેવા જંગલમાં જાય છે, દરમ્યાન પાછળથી સાવિત્રી આવી સત્યવાનના વસ્ત્રનો છેડો પકડીને)

**સાવિત્રી—** ગાયન

ઉભા રહો અલબેલા હું આવું, રસીલા હું આવું;

**સત્યવાન**—ના ના પ્રિયા ! ઘટે સંગે સિધાવું.

**સાવિત્રી**—આજ પિયુ ! અળગી નવ થાવું,

પ્રિયતમ ! પ્રેમનો નેમ બતાવું;

**સત્યવાન**—શાણી સુલક્ષણી શું સમજાવું, શું સમજાવું—નાના.

કંટક ભરેલા માર્ગમાં, તમથી ચલાશે કયમ ફરી ?

વળી ગ્રીષ્મ ઋતુના તાપ પણ, કયમ સહન કરશો સુંદરી !

**સાવિત્રી—**

છાયા શીતળ શિરછત્ર પાસે, તાપ પીડે નવજરી;

ઓ નાથ ! લ્યો સંગાથ, જોડી હાથ માગું કરગરી.

—ઉભા.

**સત્યવાન**—પ્રિયા ! આવાં હઠીલાં આજ સુધીમાં મેં તમને કોઈ દિવસ જોયાં નથી ! અને આજ આશું કહેવાય ?

**સાવિત્રી**—પ્રાણનાથ ! આજ ગમે તો હઠીલી કહો કે વાહીલી કહો, પણ હું તમારી સાથે આવ્યા વિના રહેવાની નથી; હા પાડશો તો પણ આવીશ અને ના કહેશો તો પણ આવીશ, એટલા માટે મેં મારું વ્રત પણ પ્રાતઃકાળમાં આટોપી લીધું; માત્ર મને આપની સાથેજ આજજ વનમાં આવવાની પ્રબળ ઈચ્છા થઈ છે, તે ગમે તો દુરાગ્રહિણી ગણો, પણ મારી ઈચ્છા પૂર્ણ કરશો.

**સત્યવાન**—(સ્વગત) પતિવ્રતા સ્ત્રીમાં પણ કોઈ વખતે જાતિ સ્વભાવ પ્રગટ થાય છે ખરો ! એ આથી જાણ્યું, નહિતર આ કોઈ દિવસ મારું વચન ઉથાપતી નથી, અને આજ સાથે આવવાની હઠ લઈ બેઠી છે, એ સ્ત્રીનો સ્વભાવિક સ્વભાવ ગણવો કે શું ! નહિતર આવી હઠ લેવા કશું કારણ નથી.

**સાવિત્રી**—પ્રાણનાથ ! કેમ જવાબ આપતા નથી ? એમાં શું વિચાર કરો છો ? આવો નજીવો કોડ પણ મારો પૂરો નહિ કરો ? (સ્વગત) આજ મુનિવર નારદજીના કહેવા પ્રમાણે છેલ્લો દિવસ છે, આજનો દિવસ વીતે તો મોટી ઘાત ગઈ એમ માનું; મારા વ્રતનો પણ આજ છેલ્લો દિવસ છે, માટે આજે એમને મારી દૃષ્ટિથી દૂર જવા દેવા નહિ.

**સત્યવાન**—આને તમે કોડ ગણુતાં હોતો હું ના નથી કહેતો, આથી પણુ તમારા વિશેષ કોડ પૂર્ણ કરવા હું સમર્થ થાઉં એવું નિરંતર ઈચ્છો, પણુ આજે તમને ત્રીજો નિર્જળો અપવાસ છે, તેથી તમે થાકી જશો, માટે હું ના પાડું છું.

**સાવિત્રી**—પ્રાણેશ! આપની સાથે મને શ્રમ લાગશેજ નહિ, અને કદાચ લાગશે તો આપ મારી સંભાળ લેનારા ક્યાં સાથે નથી?

**સત્યવાન**—પ્રિયા! તમારી પ્રબળ ઈચ્છા છો તો ભલે આવો, પણુ કૃપાળુ માતાપિતા રજા નહિ આપે તો શું કરશું?

**સાવિત્રી**—એમની રજા હું મેળવીશ, આપે એ ચિંતા રાખવી નહિ.

**સત્યવાન**—(માત પિતાને દૂરથી જોઈ) અહો! સ્મરણુ થતાંજ માયાળુ માતાપિતા અહિં આવતાં જણાય છે!

**સાવિત્રી**—કેમ જાણે મારી ઈચ્છા પૂર્ણ કરવાજ દૈવે એ મને અહિં પ્રેર્યાં! (નજીક આવતાં પાસે જઈને) માતાપિતા! પ્રણામ કરું છું.

**દ્યુમત્સેન**—પુત્રી! તમને ચકકર આવવાથી પડી ગયાં!

**શૈબ્યા**—મારા તો સાંભળતાંજ હોશ ઉડી ગયા છે!

**સાવિત્રી**—(સ્વગત) મારી સખીઓને મેં ના કહી હતી પણુ તેમના પેટમાં વાત રહી નહિ! નકામાં વૃદ્ધને ચિંતા ગ્રસ્ત કર્યાં!! (પ્રકાશ) માતાપિતા! એવું તમને કોણે કહ્યું?

**શૈબ્યા**—તમારી સાથે પાણી ભરવા આવ્યાં હતાં તેમણે, (માથે હાથ ફેરવી) પુત્રી! બહું તો લાગ્યું નથી ના? આજ ત્રીજો નિર્જળો અપવાસ છે, તેમાં ભર્યું બેડું ઉપડે ખરું કે?

**સત્યવાન**—(સ્વગત) શી અવદશા! જેની સેવામાં હજારો દાસીઓ ખમાખમા કહેનારીયો, પાણી માગે ત્યાં દુધ હાજર થાય, તેને જાતે પાણી ભરવું! અને તે વળી

નિર્જળા અપવાસમાં ! ! આજ સુધી તો મને મારા રાજ્યની અપેક્ષા નહોતી થતી, પણ આજના પ્રસંગે મને રાજ્ય મેળવવાની તીવ્ર ઈચ્છા પ્રગટાવી છે, તે વિના આ સાધ્વીને હું સુખી કરી શકીશ નહિ.

**સાવિત્રી**—માતા ! મેં મારી સખીઓ પાસે આપને નહિ કહેવાનું વચન લીધું હતું, છતાં એમના પેટમાં વાત નહિ ટકવાથી તમને ચિંતા ગ્રસ્ત કર્યા, એ એમણે સ્ત્રીઓનું છાલકું પેટ હોય છે, એ સાબીત કર્યું; પણ હું તો ભાર લાગવાથી મારી મેળે હેઠે બેસી ગઈ હતી, તેમાં કાગનો વાઘ કરી મૂક્યો.

**દ્યુમત્સેન**—તમે અમને ખેદ થાય માટે કહેતાં નથી, પણ આજ અમને અમારું રાજ્ય સાંભરી આવ્યું છે, તે હોત તો મોટી ધામધુમથી તમારું વ્રત ઉજવત; તે તો રહ્યું પણ ઉલટાં અપવાસમાં તમને શ્રમ આપીએ છીએ, આજ પાણી ભરવા નહોતું જવું, સત્યવાન ભરી લાવત.

**સાવિત્રી**—એ લાવે તો પછી હું શું કામની ? મારું કામ હું કરું, ને એમનું કામ એ કરે; મને તો કશુંય લાગ્યું નથી, હજી પણ જે કામ ચીંધવું હોય તે ચીંધો, જુઓ કરી શકું છું કે નહિ ?

**સત્યવાન**—(સ્વગત) ધન્ય છે તારા મનોબળને ! પત્ની હો તો તારા જેવીજ હજો.

**શૈબ્યા**—પુત્રી ! તમારા જેવી વહુ દુર્લભ હોય છે, અમે કોઈ રીતે તમને સુખી કરવા સમર્થ નથી; એજ અમને રાત્રિદિવસ ઝંખના થયા કરે છે.

**સાવિત્રી**—મને તો રાજ્ય કરતાં પણ અહિં અધિક સુખ છે, આપની સેવા હું જાતે કરું છું, તે રાજ્યમાં ન થાત; વળી મારા સ્વામિને પણ આઉગી રંજન કરી શકું છું, તે રાજ્યમાં દાસ દાસીઓનો ભાગ પડત, માટે આપે મારી કશી ચિંતા કરવી નહિ.

**દ્યુમત્સેન**—આવડી નાની વયમાં તમારી સહન શીલતા તથા ગંભીરતા જોઈ, અમે તો તાજુબ થઈએ છીએ !

કેમ જાણે ઈશ્વરે સદ્‌ગુણના પરમાણુથીજ તમને ઘડયાં હોય નહિ ! !

**સાવિત્રી**—માયાળુ માતપિતા ! મારાં ખોટાં વખાણ કરો નહિ, કરવું ઘટે તેમાંનું કશું હું કરી શકતી નથી, પણ તમે વાત્સલ્યતાને લઈ મારો દોષ ગણતાંજ નથી, એજ મારાં સદ્‌ભાગ્ય માનું છું.

**સત્યવાન**—(સ્વગત) પાણી ભરતાં પડી ગયાં છે, એ તો મેં હમણાં જાણ્યું, છતાં લાગવાનું નહિ જણાવતાં સાથે આવવા તૈયાર થયાં છે; શી એની મારા પ્રત્યેની મમતા ! આને હું કયી રીતે સંતોષ આપું.

**સાવિત્રી**—માતાપિતા ! આજે મારા વ્રતનો છેલ્લો દિવસ છે, તેથી હું આપની પાસે કાંઈ માગવા ઈચ્છું છું; તે કૃપા કરીને મને આપશો.

**દ્યુમત્સેન**—ધન્ય દિવસ આજનો ! આજ સુધીમાં તમે અમારી પાસે કશું માગ્યું નથી, અને આજ માગવાની ઈચ્છા જણાવી, તે ગમે તેવું કઠિણ હશે તોપણ હું મારા તપો બળથી આપીશ.

**શૈબ્યા**—પુત્રી ! આજે અમને તમે પુત્રવધુનો ખરો લ્હાવો આપ્યો, તમે માગો અને અમે આપીએ એવા દિવસ નિરંતર ઈશ્વર આપે એ ઈચ્છીએ છીએ.

**સાવિત્રી**—માતાપિતા ! આપ પ્રસન્ન છો, તો આજે મને મારા સ્વામિ સાથે વનમાં ફળફુલ લેવા જવાની ઈચ્છા થઈ છે; તે મારી ઇચ્છા તૃપ્ત કરશો.

**શૈબ્યા**—ઓહો ! એમાં તે તમે શું માગ્યું !

**દ્યુમત્સેન**—હું તો જાણતો હતો કે, તમે કાંઈ અલભ્ય પદાર્થ માગશો ! ત્યાં તમે તો સત્યવાનની સાથે વનમાં જવાનું માગ્યું; એમાં તો આપવાનુંજ શું રહ્યું !

**સાવિત્રી**—માત્ર હા પાડવી.

**શૈબ્યા**—અમારી તો સદા તમને હાજ છે, પણ આજ નિર્જળો અપવાસ છે, તેમાં બેડાં સાથે પડી ગયાં છો, એટલે ભલે અમને ન કહો પણ (માથે હાથ ફેરવી) આ કોમળ શરીરને પીડા થતી હશે, તે નહિ ગણકારતાં વનમાં જવાની તમને શી રીતે હા પાડીએ તે તમેજ કહો ?

**સાવિત્રી**—હું જ કહું છું કે મને કશી પીડા થતી નથી, મારે મારા સ્વામિ સાથે ચોકસ સમિધ લેવા જવું છે, માટે ના પાડી મારું મન અકળાવશો નહિ; આપના આશીર્વાદથી મને કોઇ પ્રકારનો ત્યાં બાધ આવવાનો નથી, માટે પ્રસન્ન થઇ રજા આપો.

**દ્યુમત્સેન**—પારણું કર્યા પછી કાલે જાઓ તો ?

**સાવિત્રી**—પણ પ્રાતઃકાળથીજ મેં નિશ્ચય કરી રાખ્યો છે, માટે આજજ જવાની રજા આપો; કાલે મારે નથી જવું.

**શૈબ્યા**—ભલે તમારી એવી ઇચ્છા છે, તો અમે ના પાડી શકતાં નથી, પણ મોકલતાં મારું અંતઃકરણ હા પાડતું નથી.

**સાવિત્રી**—એતો મારા પરના અથાગ પ્રેમને લઇનેજ, બાકી મને ત્યાં કાંઈ પરાભવ થવાનો નથી.

**દ્યુમત્સેન**—દેવિ ! આપણે સાવિત્રીને માગશો તે આપવાનું વચન આપી ચૂકયાં છીએ, તો ભલે સત્યવાન સાથે જાય; હવે એને ના પાડી એનું મન કચવાવવું મને ઠીક નથી લાગતું.

**શૈબ્યા**—તો ભલે, સત્યવાનને ભલામણ આપવી ઘટે તે આપી રજા આપો.

**દ્યુમત્સેન**—સત્યવાન કયાં છે !

**સત્યવાન**—પૂજ્ય પિતાજી ! અહિંજ છું.

**દ્યુમત્સેન**—ભાઇ ! સાવિત્રીની ઈચ્છા આજે તારી સાથે વનમાં આવવાની થઈ છે, તો સાચવીને તેડી જા.

**સત્યવાન**—જેવી પિતાશ્રીની આજ્ઞા.

**શૈબ્યા**—પણ જોજે, આજે એને ત્રીજો નિર્જળો અપવાસ છે, માટે ઝાઝો શ્રમ લેવા દઇશ માં; રોજતો તું સાયંકાળે આવે છે, પણ આજ તો દિવસ અસ્ત થયા પહેલાંજ આવતાં રહેજો.

**દ્યુમત્સેન**—જોજે ક્ષણુપણ કયાંય વીલાં મૂકીશમાં, નહિતર એ વનમાં બ્હીશે.

**સત્યવાન**—આપની આજ્ઞા પ્રમાણેજ વર્તીશ. ( સ્વગત ) મારા પ્રાણુને હું જ કેમ અળગાં કરીશ! (પ્રકાશ) હવે અમે જઇએ છીએ.

**શૈબ્યા**—ભલે સિધાવો, ઇશ્વર તમને કુશળ રાખો.

**દ્યુમત્સેન**—તમારે એટલું સ્મરણુમાં રાખવું કે, રાત્રિ પડતાં સુધીમાં જો તમે નહિ આવો તો અમારા પ્રાણ રહેવાના નથી.

**સાવિત્રી**—નક્કી સાયંકાળ પહેલાં આવી પહોંચશું.

**શૈબ્યા**—એ ચૂકશો માં.

**સાવિત્રી**—(પગે લાગીને) માતા જાઉં છું.

**દ્યુમત્સેન**—પુત્ર સત્યવાન! તથા પુત્રી સાવિત્રી! તમારી સર્વ દેવતા રક્ષા કરો અને નિર્વિઘ્ને વહેલાં આવો, એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

ગાયન.

**દ્યુમત્સેન, શૈબ્યા**—દઇએ અંતરની આશીષ (૨)

**સત્યવાન, સાવિત્રી**—ચ્હઇએ આજ્ઞા નામી શીષ, (૨)

**દ્યુમત્સેન, શૈબ્યા**—હવે અમથી નહિ ઘડી જાય ગણી,
વ્હેલાં વળજો આશ્રમની ભણી;
તમે બાળક મારાં નેત્ર મણિ!
કરે રક્ષા શ્રી જગદીશ.—દઇએ.

**સત્યવાન**— તમ સેવા વિણુ જનક જનની,
નથી પરવા રાજ્ય તથા ધનની;
નિરખી શોભા નવ ઉપવનની,
સત્વર અહિં આવી મળીશ.—દઇએ.

## પ્રવેશ ૧૫ મો.

**સ્થળ—અશ્વપતિનું શયનગૃહ.**

**પાત્ર—અશ્વપતિ તથા માલવી.**

**અશ્વપતિ**—પ્રિયા! આજ તમને નિદ્રા કેમ નથી આવતી! શું વિચારમાં છો?

**માલવી**—પ્રાણપતિ ! આજ પ્રાતઃકાળથી મારું અંતઃકરણ બળ્યા કરે છે, કોણ જાણે શું અનિષ્ટ થવાનું હશે તે હું જાણી શકતી નથી; પણ એના એ વિચારો મનમાં ઘોળાયા કરે છે, તેથી નિદ્રા આવતી નથી.

**અશ્વપતિ**—નબળા વિચારોને સ્થાન ન આપવું, નહિતર સંકલ્પથી આપણેજ અનિષ્ટને ખેંચી લાવીએ.

**માલવી**—પણ તે વિચાર તો મારા મનમાં ઘર કરીને બેઠા છે, તે ખસેડયા ખસે તેવા નથી; આજ જેષ્ટ સુદ ચૌદશ છે, સાવિત્રીને નિર્જળો અપવાસ હશે, કાલે વ્રતની સમાપ્તિ થશે, તે સાથે પરણ્યાને પણ એક વર્ષ થશે, નારદજીના કથન પ્રમાણે કાલનો દિવસ વીતેતો મારી ચિંતા દૂર થાય; એ વિચારને લઈ મને નિદ્રા નથી આવતી.

**અશ્વપતિ**—(સ્વગત) માતાનું હેત પુત્રીપર અનહદ હોય છે, જ્યારથી સાવિત્રી સાસરે ગઇ છે, ત્યારથી એ ચિંતામાં ને ચિંતામાં એનીજ ઝંખના કર્યા કરે છે; કાલનો દિવસ ઇશ્વર નિર્વિઘ્ને પસાર કરે તો પરમેશ્વરની મહાન્ કૃપા સમજવી. (પ્રકાશ) દેવિ ! કાલનો દિવસ ઇશ્વર નિર્વિઘ્ને પસાર કરશે, માટે ચિંતા નહિ કરતાં ઈશ્વર સ્મરણ કરવાથી નિદ્રા આવશે.

**માલવી**—બહુ સારું, સાચું શરણ હરિનું છે, એ સત્યવાનને કુશળ રાખશે. (બન્ને સુઇ જાય છે, દરમ્યાન બન્નેને સ્વપ્ન આવે છે, તેમાં યમનો દરબાર દેખાયછે)

## અંતર્ પ્રવેશ.

### સ્થળ—યમનો દરબાર.

**પાત્ર**—યમરાજ ચિત્રગુપ્ત, દરબારીઓ, વ્યાઘ્રમુખ, વરાહમુખ, વજ્રતુંડ, તિક્ષ્ણદંષ્ટ, પાપીઓ, પુણ્યશાળીઓ વગેરે.

(સિંહાસનપર યમરાજ બેઠા છે, આજુબાજુ મનુષ્યના પાપપુણ્ય લખનારા બેઠા છે)

**યમરાજ**—( સિંહાસનપર બેઠા પછી-સ્વગત ) જગતમાં જીવો પોતાના કર્માનુસાર સુખ દુઃખ ભોગવી, અંતે કાળને વશ થાય છે, તે કાળનું ઉપનામ યમ, મનુષ્યના

## सुकन्या-सावित्री नांटक



યમદેવનો દરબાર.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

અંતકાળને સમયે સ્વપ્નવત્ સંચિતાનુસાર ન્યાય તોળ-
નાર યમદેવથી સહુ ડરે છે, પરંતુ હું તો નથી કર્ત્તા કે
અકર્ત્તા, પ્રાણી માત્ર કર્માનુસાર, કોઇ દેવલોકમાં જાય
છે, કોઇ પુનર્જન્મ લે છે, અને કોઇ મોક્ષને પ્રાપ્ત થાય
છે તે તેના કરેલા કર્મનું ફળ ભોગવે છે હું તો માત્ર
સાક્ષીભૂત છું.

ચિત્રગુપ્ત—મહારાજ ! કેટલાક પ્રાણીઓ પોતાનો ન્યાય
પોતે કરી આવેલા, તેમને આપની આજ્ઞાનુસાર તેવા
જન્મો આપી દીધા છે, હવે માત્ર થોડાજ બાકી છે;
તેમને આપની સમક્ષ રજુ કરું છું.

યમરાજ—બહુ સારું, તેમને લાવો.

ચિત્રગુપ્ત—વજ્રતુંડ ! તિક્ષણદષ્ટ ! અપરાધીઓને હાજર
કરો.

વજ્રતુંડ, તિક્ષણદષ્ટ—જેવી આજ્ઞા. (જાય છે અને તિક્ષણદષ્ટ
અપરાધીને લેઈ હાજર થાય છે)

યમરાજ—આ અપરાધીનાં કેવાં કર્મ છે ?

ચિત્રગુપ્ત—મહારાજ ! એણે દૃષ્ટિ દોષ બહુ કર્યા છે રૂપ-
વતી પરસ્ત્રીઓને જોઇ જીંદગી ભર કુદૃષ્ટિજ કરી છે.

યમરાજ—તો એને ઘુવડનો અવતાર આપો, જે દિવસે
કોઇને દેખેજ નહિ; અને ફરી તેવા દોષ જીંદગી ભર
કરે નહિ.

તિક્ષણદષ્ટ—(અપરાધીને) ચાલો, પક્ષી ગર્ભમાં પ્રવેશ
કરો. (લેઈ જાય છે અને વજ્રતુંડ બીજાને લાવે છે)

યમરાજ—આનાં કેવાં કૃત્યો છે ?

ચિત્રગુપ્ત—કૃપાનાથ ! એણે આચાર્ય બની ભાવિક સેવ-
કોને ઠગ્યા છે, વેદ અને શ્રુતિ, સ્મૃતિના અવળા
અર્થ કરી લોકોને ખોટે માર્ગે ચડાવ્યા છે, અને
દંભી બની પરમેશ્વર તુલ્ય પૂજાયો છે; તે ઉપરાંત
સેવકીઓમાં અનાચાર કરી, સત્ય તો કોઈ દિવસ
બોલ્યોજ નથી.

યમરાજ—એણે જેટલા જેટલા અનાચાર કર્યા છે, તેટલા
તેટલા તેવા જન્મ આપો, બગગુરુ બની વિષ્ટામાં મોં
નાખ્યું માટે પ્રથમ કાગ બનાવો, જે પ્રત્યક્ષ વિષ્ટ

ચુંથ્યા કરે, ત્યારપછી બગલો બનાવો, અને ત્યારપછી તે જેટલો સમય ઈશ્વર તુલ્ય પૂજાયો હોય તેટલો સમય તપ્ત રેતીમાં તપાવો. (વજાતુંડ લઈ જાય છે અને તિક્ષણદૃષ્ટ આવે છે) આનો શું અપરાધ છે ?

**ચિત્રગુપ્ત**—આણે ગર્ભપાત કર્યો છે.

**યમરાજ**—દુષ્ટા ! તને ઘણી વખત જન્મ આપ્યો, પણ એકે જન્મમાં તું પતિની આજ્ઞામાં રહી નહિ, તેથી પાપના યોગે પતિથી વિમુખ થઈ, તેમાં પણ જો તેં વૈધવ્ય ધર્મ બરાબર પાળ્યો હોત તો વૈકુંઠની અધિકારી થાત, તે પણ નહિ કરતાં વિષય વાસનાને આધીન થઈ જારકર્મ કરી ગર્ભપાત કર્યો, માટે તને કુકડીનો જન્મ આપવામાં આવે છે; તેમાં તારી વિષય વાસના ત્રપ્ત કર, અને વારંવાર કપાતી જા. (લેઈ જાય છે અને બીજીને લાવે છે) આનો શું દોષ છે ?

**ચિત્રગુપ્ત**—આણે ભોળી સ્ત્રીઓને ભોળવી શિયળભંગ કરાવ્યાં છે.

**યમરાજ**—કુટણી ! તારા પાપનો પાર આવે તેમ નથી, જાઓ આને આંધળી ચાકોટનો જન્મ આપો. (લેઈ જાય છે અને બીજીને હાજર કરે છે) બોલો આનાં કેવાં કર્મ છે ?

**ચિત્રગુપ્ત**—આણે વૈધવ્ય ધર્મ બરાબર પાળ્યોછે, ધર્મ પરાયણ રહી, યથાસ્થિત શુભ કર્મો કર્યાં છે.

**યમરાજ**—એને વૈકુંઠમાં મોકલો. (લેઈ જાય છે, બીજાને લાવે છે) આ કોણ છે ?

**ચિત્રગુપ્ત**—એ બ્રાહ્મણ હતો, તે બ્રહ્મકર્મ નહિ કરતાં સંતતિ ઉત્પન્ન કરી કન્યા વિક્રય બહુ કર્યો છે.

**યમરાજ**—એને કાચબાનો જન્મ આપો, તે જીવતાં અગ્નિ ઉપર બળી તેના જમાઈનો ભક્ષ થાય. (લેઈ જાય છે અને બીજીને હાજર કરે છે) બોલો આનું શું છે ?

**ચિત્રગુપ્ત**—આ પતિવ્રત પાળીને આવી છે.

યમરાજ—વાહવાહ ! એને અને એના પતિને વિષ્ણુલોકમાં દેવ બનાવો. (લેઈ જાય છે અને બીજાને લાવે છે) બોલો આનું શું છે ?

ચિત્રગુપ્ત—આ વૈદું જાણતો નહોતો. છતાં વૈદ બની ઘણા માણસોને એની દવાથી માર્યા છે.

યમરાજ—એને રૈ રૈ નર્કમાં મોકલો. (લેઈ જાય છે બીજાને જોઈ) બોલો આનું શું છે ?

ચિત્રગુપ્ત—આ ન્યાયમંદિરમાં વકીલ બની સાચાં ખોટાં કરતો.

યમરાજ—એને કાકીડો બનાવો. (લેઇ જાય છે અને બીજીને હાજર કરે છે) બોલો આનાં કૃત્ય કેવાં છે ?

ચિત્રગુપ્ત—આણે સાસુ સસરાની સેવા તનમનથી કરી છે.

યમરાજ—એ સદા સોહાગણ રહી, કલ્પપર્યંત ઉત્તમ પ્રકારનાં સુખો ભોગવે એમ કરો. (લેઈ જાય છે અને બીજાને લાવે છે) બોલો આનું શું છે ?

ચિત્રગુપ્ત—આ કોટવાળ કહેવાતો, તે ગુન્હો મનાવવા ઘણા નિર્દોષને મારતો, અને એના કાળા પોષાક પ્રમાણે એ કાળાં કર્મ કરતો અને ઈશ્વરનો ડર રાખતો નહિ.

યમરાજ—એને કલ્પ પર્યંત સો સો ફટકા માર્યા કરો, અને પછી દેડકો બનાવજો, જે મરે ને વરસાદના પાણીથી સજીવન થઇ તેમાંજ સડયા કરે. (લેઈ જાય છે, બીજાને જોઈ) બોલો આનાં કર્મ ?

ચિત્રગુપ્ત—આ વ્યાજ બહુ ખાતો.

યમરાજ—એને કલ્પપર્યંત પૈસાના ડામ આપ્યા કરો. (લેઈ જાય છે અને બીજાને હાજર કરે છે) બોલો આનું શું છે ?

ચિત્રગુપ્ત—આ દેવાળીયો હતો. ઘણાને રોવરાવીને આવ્યો છે.

યમરાજ—એણે જેના જેના પૈસા ઓળવ્યા હોય, તેને ત્યાં જન્મ લઇ ભરી આપે, પછી પશુ પક્ષી કે મનુષ્ય બની ભરી આપે તેવા જન્મ આપો. (લઈ જાય છે અને બીજાને હાજર કરે છે) આનો શું અપરાધ છે ?

ચિત્રગુપ્ત—આ જીવને તેના પુણ્યના યોગે રાજ્ય:પદ મળ્યું હતું, તેથી પરમાત્માને ભૂલી, મનુષ્યોપર જુદા જુદા

કરો નાખી, પોતાની માનેલી પ્રજાને પીડતો, અને તેનું ધન જોર જુલમથી હરણ કરતો; નિરંતર મદમાં છકી સર્વ પદાર્થો મારા છે, એમાં બીજાને હક નથી એવી આપ અખત્યારી ચલાવી, અંધ બની અધર્મ કરવામાં લેશ માત્ર બાકી રાખી નથી.

**યમરાજ**—અરે ઓ અધર્મી ! આ શું કહે છે ?

**રાજા**—તે ખરું કહે છે, મારા કૃત્યનો હવે મને પશ્ચાત્તાપ થાય છે.

**યમરાજ**—બીજા જીવો કરતાં તારામાં તેં શું શ્રેષ્ટપણું જોયું હતું ? સહુને જન્મ મરણ છે તેમ તને પણ હતું, સહુ ટાઢ તડકો સહન કરતાં તેમ તું પણ સહન કરતો, સહુને રોગાદિ પીડા થતી તેમ તને પણ થતી; રાજા બની પ્રજાનું પાલન કર્યું હોત તોતો વાજબી હતું, પણ જીવોને પીડા કરવા તને દૈવીબળ નહોતું આપ્યું, તે ફરજ ભૂલ્યો તો તારા પાપ પુણ્યનો બદલો લેવા અહિં હાજર થયો, બોલ કયાં ગયો તારો ખજાનો ? કયાં ગઈ તારી રાજસત્તા ? કયાં ગઈ તારી પૃથ્વી ? તે સાથે લેતો આવ્યો છું ? તો હું સમજું કે તે તારાં હતાં.

**રાજા**—કૃપાનાથ ? હું ભૂલ્યો, મનુષ્યજન્મ વૃથા ગુમાવ્યો, જેવો ગયો હતો તેવો પાછો ખાલી હાથે આવ્યો છું, જે જ્યાં હતું તે ત્યાં રહ્યું, અણુમાત્ર પણ હું સાથે લાવવા સમર્થ થયો નથી, મારી મૂર્ખતા હવે મને જણાય છે.

**યમરાજ**—નહિ, સાથે પાપ અને પુણ્ય લાવ્યો છું, તેમાં પુણ્ય તો તેં કર્યું નથી, પણ પાપનો ઢગ બાંધતો આવ્યો છું, તેનો ન્યાય લેવા તૈયાર થા; આ દરબારમાં સર્વ જીવને યોગ્ય ન્યાય મળે છે, અહિં પક્ષપાત ચાલતો નથી; અહિં તો કાંટે તોળી ન્યાય અપાય છે.

**રાજા**—હું તો મારી મૂર્ખતાથી મને રાજા માનતો, પણ ખરા રાજા તો તમે છો; જેની પાસે હાજર થયા વિના જીવને છુટકોજ નહિ.

યમરાજ—જાઓ, આને રૈરૌ નર્કમાં પધરાવો, ત્યાં જે જીવોપર સત્તા ચલાવી છે, તે આ દુષ્ટપર ચલાવે તેવો બંદોબસ્ત કરો. લેઈ જાય છે, બીજા કોણ છે?

ચિત્રગુપ્ત——આ ન્યાતનો શેઠીઓ બન્યો હતો, આણે ન્યાતની પંચાત ડોળવામાંજ આખી જીંદગી ગુજારી છે; બીજું કાંઈ કર્યું નથી.

યમરાજ—તેં મનુષ્ય જન્મ લઈ બરાબર સાર્થક કર્યું, જાઓ આને શ્વાન યોનીમાં મોકલો, જા કુતરો બની ન્યાતિલાને ઘેર ટુકડા ઉઘરાવતો ફર, ન્યાતની પંચાતનો આ તને બદલો. (લેઇ જાય છે અને બીજાને હાજર કરે છે) આનું શું છે?

ચિત્રગુપ્ત—આ જીવ રાજ્યાધિકારી બન્યો હતો, તેણે લાંચ લીધા વિના કોઈ કામજ કર્યું નથી, બેઉ પક્ષ પાસેથી રુશવત લેતો, ન્યાય અન્યાય જોતોજ નહિ, તેમ પરમેશ્વરનો ડર રાખ્યોજ નથી.

યમરાજ—તારે પરમેશ્વરના દરબારમાં કરેલા કૃત્યનો જવાબ આપવો પડશે, એ વિસરી ગયો હતો કેમ? તેં તારી સત્તાનો ગેર ઉપયોગ કર્યો, રાજા પ્રજા બન્નેને ઠગી, તેં વિશ્વાસઘાત કર્યો, માટે તેનો બદલો હવે ભોગવ, જાઓ આને અંધતામિસ્ર નર્કમાં નાખો. (લેઈ જાય છે અને બીજાને લાવે છે) આનો શો અપરાધ છે?

ચિત્રગુપ્ત—મહારાજ! આણે રાજદ્રોહ કર્યો હતો, રાજ્યાધિકારીઓને તેની ફરજ બજાવવાથી છાનામાના જઈ મારી નાખ્યા હતા, તેથી આ ફાંસીની શિક્ષા પામી અત્રે આવ્યો છે.

યમરાજ—એણે મોટો અધર્મ કર્યો છે, નિર્દોષ માણસનો ગુપ્ત રહી વધ કર્યો; એ પાપ ઓછું નથી કર્યું.

રાજદ્રોહી—તેની તો મને ત્યાં શિક્ષા થઇ, તો હવે અહિં ફરી ન થવી જોઇએ.

યમરાજ—અહિંતો જે કર્મ કરી આવે, તેનો બદલો તેને મળવો જોઇએ, તેં રાજદ્રોહ કર્યો, એ મોટામાં મોટો

ગુન્હો કર્યો છે; રાજ્યસત્તા ઈશ્વરે મુકરર કરેલી છે, ઈશ્વરથી બીજે દરજ્જે રાજાનો હોય છે; રાજા વિના પ્રજામાં અધર્મ પ્રસરે, તેથી એનો દ્રોહ કરવો એ પણ એક ગુન્હો છે. રાજા નહોય તો ચોર તથા દુષ્ટ લોકો ગરીબોને સુખે રહેવા ન દે, સ્ત્રીઓની લાજો લુંટાય માટેજ રાજાને ઈશ્વરે પોતાની સત્તા આપી પ્રજાને ધર્મમાં રાખવા નિર્માણ કરેલા હોય છે, તેનો દ્રોહ કર્યો તેથી તને પશુનો જન્મ આપવામાં આવે છે, ત્યાં સ્વતંત્રતાનો અનુભવ લેઇ ચોરાશીના ફેરાફરી પછી આવજે, જાઓ લેઈ જાઓ. (લેઇ જાય છે અને બીજાને લાવે છે) એણે શું કર્યું છે ?

**ચિત્રગુપ્ત**—આણે હૈયાફુટા શોખીન શ્રીમંતોને ઠગી તેના પૈસાથી વ્યભિચાર વર્ધક નાટક મંડળી કરી હતી, અને તેમાં નીચ બિભત્સ અનીતિવાળાં નાટકો ભજવી, જન સમાજનાં અંતઃકરણોમાં અનીતિનાં બીજરૂપ પાપકર્મના સંસ્કારો ઉત્પન્ન કર્યા છે.

**યમરાજ**—અરે સ્વાર્થી ! વ્યભિચારી, વ્યસની, સૃષ્ટિવિરુદ્ધ વર્તનારા ! તેં જનસમાજનાં મન બગાડયાં છે, માટે તને પુરુષાર્થહીણ બનાવવામાં આવે છે, જાઓ એને નાન્યતર જાતિમાં જન્મ આપો. ( લેઈ જાય છે અને બીજાને હાજર કરે છે )

**ચિત્રગુપ્ત**—આ ગવૈયાનું મિથ્યાભિમાન રાખતો હતો, બેસુરું અને બેતાલું અરસિક ગાઇ જનસમાજના કુદરતી રસમાં ભંગ કર્યો છે, એટલો અપરાધ છે.

**યમ**—એને ગધેડો બનાવો એટલે ભુંકયા કરે.

**વ્યાઘ્રમુખ**—(પ્રવેશ કરી) મહારાજ ! મહાપ્રધાન ચિત્રગુપ્તની આજ્ઞાથી અમે રાજકુમાર સત્યવાનને લેવા ગયા હતા, પણ આશ્રમમાં અમારાથી પેસી શકાયું નહિ, કેટલાંક શીતોપચારનાં સાધનો સાથે લઈ ગયા તોપણ અમારાથી તે આશ્રમનું તેજ સહન થયું નહિ.

**યમરાજ**—ત્યાં એવું તે તેજ કોનું છે ?

વ્યાઘ્રમુખ—સત્યવાનની પવિત્ર પતિવ્રતા સ્ત્રી સાવિત્રીનું. અમે બળાત્કારથી તે આશ્રમમાં તો ગયા, પણ તેની પર્ણકુટી દશ હાથ દૂર રહી, એટલે અગ્નિની જ્વાલા લાગે તેમ અમારાં અંગ અર્ધાં બળી ગયાં, જુઓ આ ચામડી બળી ગએલી છે.

વરાહમુખ—મહારાજ! હવે વિચારો કે, અમે કેવી રીતે તેને અહિં લાવી શકીશું! સમય પ્રમાણે આવે નહિ તો આપ અમને દંડ દ્યો, તેથી અમેતો હવે કાયર થઈ ગયા છીએ.

યમરાજ—કાંઇ અડચણ નહિ, એવે સ્થળે તમારે જવાનું નથી, હું પોતેજ જઈશ. ચિત્રગુપ્ત! મારું વાહન તૈયાર કરાવો, હું જઈને લઈ આવીશ.

ચિત્રગુપ્ત—જેવી આજ્ઞા. વજ્રતુંડ! જા વાહન તૈયાર કર.

વજ્રતુંડ—જેવી આજ્ઞા. (જાય છે)

યમરાજ—બોલાવો, કોઇ છે?

ચિત્રગુપ્ત—હજી એકાદ બાકી છે મહારાજ!

યમરાજ—હાજર કરો.

વજ્રતુંડ—ચાલો. (છપ્પરપગીને લાવે છે)

ચિત્રગુપ્ત—આ હમણાંજ આવી.

યમરાજ—બોલો આનાં કૃત્ય?

ચિત્રગુપ્ત—એ પાંચ પતિને મારીને આવી છે, એનાં અઘોર પાપ છે; પતિને પજવવામાં બાકી નથી રાખી, જોડાથી મારતી હતી.

યમરાજ—કેમ દુષ્ટા! તને કિંચિત્ વખત મનુષ્ય જન્મ મળ્યો હતો, તેમાં જો તેં પતિસેવા કરી હોત તો સવ પાપ બળી સ્વર્ગની અધિકારી થાત, પણ તેંતો ઉલટા તેમને મારી નાખ્યા; આ તારા પાપની જે શિક્ષા કરું તે થોડી છે, એને એક પછી એક તમામ નર્કની ખાણોમાં નાખો, પ્રથમ એના ધણીઓ કયાં છે? તેમને હાજર કરો.

ચિત્રગુપ્ત—એ પણ હાજર છે. (છપ્પરપગીના પાંચે પતિને લાવે છે)

ગરીબદાસ—આ રાંડ અહિં ક્યાંથી ! યમદેવપ્રભુ ! આ રાંડે મને મારી નાખ્યો, નહિતો હું મરત નહિ.

૨ જો—અમે એના દુઃખે રીબાઇ રીબાઇને મુવા છીએ.

છપ્પરપગી—પ્રભુ ! મારા અપરાધની ક્ષમા કરો, મેં બહુ પાપ કર્યાં છે, હવે મને પશ્ચાત્તાપ થાય છે; ફરી મનુષ્ય જન્મ આપો તો પતિને પ્રભુ પ્રમાણે પૂજીશ.

ચિત્રગુપ્ત—જ્યારે મનુષ્ય જન્મ મળ્યો ત્યારે તો સમજી નહોતી, હવે અત્યારે પસ્તાય છે તે શા કામનું; તારા કર્મનો બદલો તો તને મળવોજ જોઈએ.

યમરાજ—આ બધા કમોતે મુવા છે, માટે બાકી રહેલું આયુષ્ય ભોગવવા તેમને જન્મ આપવો, પણ આ દુષ્ટાને શિક્ષા કરવા માટે તેઓને સો વર્ષ પર્યંત અહિંયાં રાખી, નિરંતર લોઢાના સો સો જોડા પાંચેના હાથે મરાવો.

વજ્રતુંડ—(આવીને) મહારાજ ! વાહન તૈયાર છે.

યમરાજ—ચાલો. (જાય છે)

ગરીબદાસ—ન્યાય તો ઠીક થયો, રાંડ ! તેંતો અમને ચામડાના જોડા માર્યા હતા, પણ હવે તું લોઢાના ખા.

છપ્પરપગી—વોય બાપરે ! પાંચના જોડા શી રીતે ખમાશે !

ચિત્રગુપ્ત—તેનો વિચાર પ્રથમ કરવો હતો, ચાલો હવે મહારાજાની આજ્ઞાને અમલમાં મૂકતાં વિલંબ ન કરો.

પાંચે—(મારતાં મારતાં)

ચિત્રગુપ્ત— ગાયન.

નીચ નાર તું સંભાર કર્મ તારાં (૨)
કાંઇ કીધાં સુકૃત્ય હોય સારાં.

પાંચે— ઉઠી સવારમાં સંભારતી જોડા,
સાટે પડે માથે લોઢાના હથોડા;
હા—શ—હા—શ.

છપ્પરપગી-અરરરરરરરર;

પાંચે— હાશ... ... ... ... ... ...નીચ.
છળને પ્રપંચમાં આયુષ્ય તારું ખોયું,
વ્હોરતાં પાપ જરી પાછું ન જોયું;
હાશ—હાશ.

છપ્પરપગી—અરરરરરરરર;
પાંચે— હાશ... ... ... ... ... ...નીચ.

( અંતર્ પ્રવેશ પૂર્ણ )

માલવી—( એકદમ આશ્ચર્યથી ઉઠી ગભરાઇને ) ઉઠો ઉઠો ! સત્યવાનને યમરાજ લેવા જાય છે.

અશ્વપતિ—(એકદમ ઉઠી) હેં ! હેં ! ક્યાં છે ?

( ટ્બ્લો )

બીજો અંક સમાપ્ત.

# અંક ૩ જો

## પ્રવેશ ૧ લો.

સ્થળ—અશ્વપતિનું શયનગૃહ.

પાત્ર—**અશ્વપતિ તથા માલવી.**

**માલવી**—( રોતાં રોતાં )

**ગાયન.**

શું કહું સ્વામી ! સ્વપ્ન હું પામી, જીવ મારો ગભરાય;
નિદ્રા ત્યાગી ઝબકી જાગી, સુઝે ન એકે ઉપાય.—શું.
નાથ હૃદય મમ વળે ન વાર્યું, સુખ આપણું સહુ પરવાર્યું;
હાય દૈવ ! તેં શું નિધાર્યું, ચોગમ ખાવા ધાય.—શું.

**અશ્વપતિ**—એવું તે કેવું ભયંકર સ્વપ્ન આવ્યું ! કે જેથી તમે આટલાં બધાં ગભરાઇ ગયાં છો ?

**માલવી**—પ્રાણપતિ ! હજી પણ તે દેખાવ મને કંપાવે છે.

**અશ્વપતિ**—મને પણ આજ વિચિત્ર સ્વપ્ન આવ્યું છે, તમારું કહો પછી હું મારું કહું.

**માલવી**—મેં તો સ્વપ્નમાં યમરાજનો દરબાર જોયો તેમાં યમરાજ સિંહાસનપર બિરાજ્યા હતા, અને તેમના પાર્શ્વદો જીવોને બાંધી લાવીને હાજર કરતા હતા, યમદેવ તેમના પાપ પુણ્યનો ન્યાય કરતા હતા.

**અશ્વપતિ**—મને પણ એવુંજ સ્વપ્ન આવ્યું છે ! પછી ?

**માલવી**—પછી યમરાજે કોઇને જન્મ આપ્યા, કોઇને નર્કમાં, અને કોઇને પશુ પક્ષીમાં મોકલ્યા; એમ એક પછી એક આવતા ગયા, તેમ તેમ તેમને શિક્ષા ફરમાવતા ગયા તે મેં જોયું.

**અશ્વપતિ**—મેં પણ એજ જોયું ! આશ્ચર્ય છે કે બન્નેને સરખુંજ સ્વપ્ન આવ્યું ! તેમાં પણ મને એક તો અહિંનોજ તાજો બનાવ જોવામાં આવ્યો.

**માલવી**—કયો ?

**અશ્વપતિ**—એક છપ્પરપગી નામની સ્ત્રીએ, એના પતિને મારી નાખ્યો હતો, તેને મેં ફાંસીની શિક્ષા ફરમાવી હતી; તેને યમદુતો મારતા મારતા યમરાજ પાસે લાવ્યા, તેના પાંચ પતિ પણ આવી ઉભા, અને યમદેવ પાસે અપીલ કરી.

**માલવી**—આશ્ચર્ય ! આ બધું શું સાચું હશે ?

**અશ્વપતિ**—સાચું કે જુઠું કેમ કહી શકાય, પણ બનવાના બનાવનું ભાવિ સૂચન વખતે હોય તો ના નહિ કહી શકાય.

**માલવી**—પછી એ સ્ત્રીને યમદેવે શું કર્યું ?

**અશ્વપતિ**—એ સ્ત્રીએ પાંચે પતિને જોડા મારી સ્વધામ પહોંચાડયા હતા, તે પાંચે પાસે લોઢાના જોડાના માર મરાવ્યા; તે મેં મારતા જોયા.

**માલવી**—મેં તો છેવટ જે જોયું તેણે મને બે બાકળી કરી ઉઠાડી, સત્યવાનના પ્રાણ લેવા ગયેલા દુતોએ આવી જાહેર કર્યું કે અમે ત્યાં ગયા ખરા, પણ તેની સ્ત્રી સાવિત્રી મહાપતિવ્રતા છે, તેના તેજથી અમે આશ્રમમાં પેસતાંજ બળવા લાગ્યા, જેથી પાછા આવ્યા છીએ, અમે ત્યાં નહિ જઇએ, એની સ્ત્રીનું તપોબળ અમને બાળીને ભસ્મજ કરશે, માટે કૃપા કરી અમને ત્યાં પાછા ન મોકલશો.

**અશ્વપતિ**—એ તો ખુશી થવા જેવું તમે જોયું ! દેવી સાવિત્રીની આજ્ઞાથી પુત્રી સાવિત્રી વટ સાવિત્રીવ્રત કરે

છે, તેનો છેલ્લો દિવસ આજ છે, તે વ્રતના પ્રભાવથી યમદુતો સત્યવાનના પ્રાણ લેવા સમર્થ ન થયા, એ તો આનંદદાયક સ્વપ્ન આવ્યું; આપણને દેવી સાવિત્રીએ કહ્યું હતું કે, વટ સાવિત્રીવ્રત કરવાથી સત્યવાન દીર્ઘાયુષી થશે, તે ભૂલી ગયાં ?

**માલવી**—ભૂલી તો નથી ગઈ, આટલા દિવસો સુધી એથીજ હું નિશ્ચિંત હતી, પણ આજના સ્વપ્ને મને શંકાશીલ કરી છે.

**અશ્વપતિ**—કેવી રીતે ?

**માલવી**—યમદુતને નિષ્ફળ જોઈ, યમદેવ જાતે સત્યવાનનો જીવ લેવા ગયા, એ મેં જોયું ત્યારથી ગભરાઈ ગઈ છું.

**અશ્વપતિ**—દેવી સાવિત્રીના વચનપર વિશ્વાસ રાખો, સ્વપ્ન બધાં સાચાં હોતાં નથી.

**માલવી**—સાચાં હોતાં નથી ખરાં ! પણ હમણાંજ તમે વાત કરી કે, જે સ્ત્રીને અહિં શિક્ષા તમે કરી હતી, તેને ત્યાં પણ શિક્ષા ખમતી જોઈ, તેમ આનું પણ હોય તો !

**અશ્વપતિ**—આ તમારી શંકા મારે શી રીતે દૂર કરવી !

**માલવી**—પુત્ર સત્યવાનને નજરે જોઉં તો દૂર થાય.

**અશ્વપતિ**—તમારી તેવી ઈચ્છા છે. તો અત્યારેજ આપણે ત્યાં જઇએ તો કેમ ?

**માલવી**—એજ હું ઈચ્છું છું, આજનો દિવસજ કટાકટીનો છે, નારદજીના કહ્યા પ્રમાણે એક વર્ષ આજ પૂરું થાય છે, આજની ઘાત જાય તો મને શાન્તિ થાય.

**અશ્વપતિ**—આજની ઘાત ગઈ સમજો.

**માલવી**—તો હવે આપ સારથીને દિવ્ય ઘોડાવાળા રથ જોડી લાવવાનું કહેવરાવો, કે જેથી સત્વર ત્યાં પહોંચાય.

**અશ્વપતિ**—તમે તૈયાર થાઓ, તેટલામાં રથ હાજરજ છે; એમ સમજો. (બન્ને જાય છે)

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—દ્યુમત્સેનનો આશ્રમ.

**પાત્ર**—દ્યુમત્સેન, શૈબ્યા, (પાછળથી) અશ્વપતિ, માલવી ધૌમ્ય, ગૌતમ, ભારદ્વાજ વગેરે.

**શૈબ્યા**—આર્યપુત્ર! સૂર્યાસ્ત પહેલાં આવશું એમ કહીને બન્ને ગયાં છે, છતાં હજી સુધી આવ્યાં નહિ, તેથી મને બહુ ચિંતા થાય છે; સત્યવાન સાયંકાળ પહેલાં નિત્ય આવે છે, અને આજ સાવિત્રી સાથેછે, તો ક્યાંય રોકાય નહિ, તેમ છતાં કેમ રોકાયાં હશે! મારી ધીરજ હવે રહેતી નથી.

**દ્યુમત્સેન**—મને પણ એજ ચિંતા થાય છે, કોઈ દિવસ નહિ ને માગ્યું, ત્યારે સાવિત્રીએ સત્યવાન સાથે વનમાં જવાનું માગ્યું, તે આપણે હા પાડી, પણ જેમ જેમ એમને આવવામાં વિલંબ થાય છે, તેમ તેમ મને અશુભ વિચારો આવ્યા કરે છે; દૈવ યોગે કોઇ આશ્રમમાં પણ છે નહિ, કે જેને તજવીજ કરવા મોકલીએ, તેમ આપણે જઇએ તો પણ આંધળી ઘોડ ક્યાં સુધી કરશું.

**શૈબ્યા**—હજી થોડો વાર વાટ જોઈએ, કદાચ વનલીલા નિરખવામાં, કે કોઈ હિંસક પશુનો પરાભવ કરવામાં કે કોઇ બીજા કારણથી રોકત થઈ હશે તો હમણાં આવી પહોંચશે.

**દ્યુમત્સેન**—એમને રજા આપી ત્યારેજ મારું અંતઃકરણ તો ના પાડતું હતું, પણ અનિચ્છાએ જવાદીધાં; ત્યાર પછી પણ મનમાં એનો એજ પરિતાપ થયા કરતો હતો, એનું આ પરિણામ હોવું જોઈએ.

**શૈબ્યા**—ભવિષ્ય અનુસાર મતિ સુજે, નહિતર આજ સુધીમાં સાવિત્રીને ક્ષણ પણ આપણે વીલી મૂકી નથી તે આજ મૂકી!

**દ્યુમત્સેન**—આજ મૂક તે પણ સત્યવાન સાથે, શું જાણી એ જે સૂર્યાસ્ત પહેલાં નહિ આવે.

**શૈબ્યા**—સરખે સરખાં સાથે હોવાથી રમતમાં આવવાનું વિસ્મરણ તો નહિ થઇ ગયું હોય ?

**દ્યુમત્સેન**—તેમ થયું હશે તો વિલંબ થવાથી આપણી દશા કેવી થઈ છે, તે આવ્યા પછી જાણશે તો મહા પશ્ચાત્તાપ કરશે.

**શૈબ્યા**—ઓછામાં પૂરો આજે સાવિત્રીને ત્રીજો નિર્જળો અપવાસ છે, તેની અશક્તિને લઇને તો કયાંય બેઠાં નહિ હોય ?

**દ્યુમત્સેન**—તેમ થવા પણ સંભવ છે.

**શૈબ્યા**—હવે તો મને એમ થાય છે કે, આપણે તેમની સામાં જઈએ.

**દ્યુમત્સેન**—પણ આપણે અજાણ્યાં કેવી રીતે તેમની સામાં જઈશું ! કયા વનમાં ગયાં હશે તે પણ આપણે જાણતાં નથી.

**શૈબ્યા**—પુત્ર સત્યવાનના કહેવાથી હું એટલું જાણું છું કે, તે આપણા આશ્રમથી પૂર્વ દિશાના વન ભણી જવાનાં હતાં.

**દ્યુમત્સેન**—તો ચાલો, આપણે તે તરફ ગમન કરીએ.

**શૈબ્યા**—ચાલો, ( બન્ને જતાં જતાં )

ગાયન.

મત્સેન
શૈબ્યા } —

હરિ હરિ ! કૃપાકરી મેળવજો,
અમ અંધ તણી લાકડીયો;
શિવ શિવ ! પરભવ પાપે આજ,
સમય શો વિપરીત આવી ચઢીયો.

**દ્યુમત્સેન**—સત્યવાન જે પ્રાણ જતાં પણ, ધર્મ કદી નવ ચૂકે;
તે ટળવળતાં માત પિતાને, જંગલમાં કેમ મૂકે.-હરિ.

**શૈબ્યા**—લઇ આજ્ઞા નિજપંથ સિધાવ્યાં, સમય વીતેયો પણ નાવ્યાં
નથી રહેતા ધીર નાથ હવે, નક્કી ભાવિએ ભૂલાવ્યાં.-હરિ.

( જાય છે )

**માલવી**—(પ્રવેશ કરી) પ્રાણપતિ ! આશ્રમમાં કેમ કોઈ દેખાતું નથી ? આર્ય રાજર્ષિ તથા દેવી શૈબ્યા પણ નથી; રખે મારું સ્વપ્ન ખરું હોય નહિ !

**અશ્વપતિ**—દેવિ! ધીરજ રાખો, આટલામાંજ કયાંઈ ગયાં હશે, તજવીજ કરીએ.

**માલવી**—તજવીજ કરો કે ન કરો, પણ મારા પગતો ભાંગી ગયા! આશ્રમમાં સઘળું શૂન્ય દેખી મારી શંકા વધતી જાય છે.

**ધૌમ્ય**—(સહુ ઋષિ મંડળ સહિત પ્રવેશ કરી) આજે સાયં-કાળ થઇ ગયો છતાં, રાજર્ષિના આશ્રમમાં નિત્યના નિયમ પ્રમાણે સ્તુતિ પાઠાદિ ઈશ્વર ભક્તિના શબ્દો ચ્ચાર કેમ સંભળતા નથી?

**ભારદ્વાજ**—રાજર્ષિ તથા દેવી શૈબ્યા એમાંથી એક પણ દેખાતાં નથી, કયાં ગયાં હશે!

**અશ્વપતિ**—ઋષિરાજ! હું તથા મારી રાણી આપને પ્રણામ કરીએ છીએ.

**તમ**—કોણ મહારાજ અશ્વપતિ! તમે કયાંથી?

**અશ્વપતિ**—અમે હમણાંજ આવ્યાં, આર્ય રાજર્ષિ તથા તેમનાં રાણી, પુત્ર તથા પુત્રી સાવિત્રી વગેરે કોઈ આશ્રમમાં છે નહિ, કયાં ગયાં છે તે કાંઈ આપ જાણો છો?

**ધૌમ્ય**—ઘણું કરીને કાંઈ કામ પ્રસંગે આ પાસેના તપો-વનમાં કોઈ કોઈ વખત જાય છે, માટે કદાચ ત્યાં ગયાં હશે.

**સુવર્ચા**—આજે પ્રાતઃકાળમાં સાવિત્રી તથા સત્યવાનને પૂર્વ દિશાના વન તરફ જતાં મેં જોયાં હતાં.

**માલવી**—ત્યારે તો તે નહિ આવવાથી, વખતે રાજર્ષિ તથા દેવી શૈબ્યા શોધવા તો નહિ ગયાં હોય!

**અશ્વપતિ**——એમ પણ હોય.

**માલવી**—એ અપંગ શી રીતે શોધશે! રાત્રિ પડી ગઈ છે.

**ગૌતમ**—આપણે તેમને શોધી કાઢવાં જોઈએ.

**અશ્વપતિ**—આપણે આટલા બધા છીએ, એટલે તેમને શોધી કાઢવાં કાંઈ કઠિણ નથી; આપણે એકેકી દિશામાં શોધવા નીકળીએ.

ભારદ્વાજ—હું મારા શિષ્યો સહિત પશ્ચિમ દિશામાં જાઉં છું.

ગૌતમ—હું ઉત્તર દિશામાં જાઉં છું.

સુવર્ચા—હું પૂર્વ દિશામાં પહોંચું છું.

ધૌમ્ય—હું ત્યારે આશ્રમમાં રહું છું, કદાચ કોઈ આવે તો ખબર આપું; પણ સઘળાએ મધ્ય રાત્રી પહેલાં આશ્રમમાં પાછા આવી પહોંચવું.

ભારદ્વાજ—બહુ સારું (જાય છે)

અશ્વપતિ—દેવિ! તમે અહિં રહો, અમે હમણાં તેમને શોધીને આવીએ છીએ.

ધૌમ્ય—ઋષિ પત્નીઓને હું બોલાવું છું, તે તેમની પાસે રહેશે, કાંઈ ચિંતા કરશો નહિ.

માલવી—તમે જાઓ, અને કુશળ સમાચાર લઇ વ્હેલા આવો. (જાય છે)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ચંડસેનનું શયનગૃહ.

### પાત્ર—ચંડસેન અને પ્રભાવતી.

ચંડસેન—(ધ્રૂજતો ધ્રૂજતો તથા આંખો ચોળતો પ્રવેશ કરી) હે દેવિ! મને ક્ષમા કરો ક્ષમા કરો, હું ભૂલ્યો, મારે તમારું રાજ્ય નથી જોઈતું; હે અંબે! મને જીવિતદાન આપો.

પ્રભાવતી—(એકદમ જાગ્રત થઈ) પ્રાણનાથ! આ શું? આજે આપનું ચિત્ત સ્વસ્થ જણાતું નથી, ઉંઘમાં પણ બલ્યાં કરતા હતા, ત્યાંથી ઉઠી, વળી એકાએક અહિં ચાલ્યા આવ્યા!

ચંડસેન—પ્રિયા! હું અહિં શી રીતે આવ્યો તેનું પણ મને ભાન નથી! શું હું સુતો હતો?

પ્રભાવતી—નાથ! ભૂલી કેમ ગયા? તમે પોઢયા હતા અને હું પવન ઢોળતી હતી, જરા આંખ મીંચાઈ એટલામાં તો બે બાકળા ઉઠીને અહિં ચાલ્યા આવ્યા.

**ચંડસેન**—રાણી! મને નિદ્રા નથી આવતી, મારો જીવ ગભરાય છે.

**પ્રભાવતી**—તમને શું થાય છે? કહો તો રાજ વૈદ્યને બોલાવીએ.

**ચંડસેન**—મને જે થાય છે તે મારું મન જાણે છે, હું ઘણુંજ ભયંકર દેખાવ મારી નજર આગળ જોઉં છું! હવે મારું આવી બન્યું છે.

**પ્રભાવતી**—પણ તેથી તમે આમ ગભરાઓ છો શા માટે? એ તો ખાલી મગજની ભ્રમણા છે.

**ચંડસેન**—અરે ભ્રમણા શું! એક શુંદર મૂર્તિ હાથમાં ત્રિશૂળ લઈ મારી સામે ધસી આવે છે, અને મને કહે છે કે હે દુષ્ટ! તું મારા અપંગ શ્વસુરનું રાજ્ય દબાવી બેઠો છે, તે તેમને પાછું સોંપી દે, નહિ તો તારું આવી બન્યું એમ સમજ, જો જો એ આવી! ત્રિશૂળ મારા સામું તાકે છે.

**પ્રભાવતી**—ક્યાં છે! અહિં તો કોઈ નથી, (ચારે તરફ જોઇ.) એતો સત્યવાનની મહા પતિવ્રતા સ્ત્રીની સંકલ્પ છાયા મૂર્તિ હોવી જોઈએ, આ તેના સંકલ્પ બળનું ફળ છે; એના તપોબળ આગળ ટકી શકશો નહિ, માટે હજી પણ મારું માનો તો તેનું રાજ્ય તેને સોંપીદ્યો.

**ચંડસેન**—આવીને માગ્યા સિવાય શી રીતે સોંપું!

**પ્રભાવતી**—તમારી પાસે એ કોઈ દિવસ માગવા આવનાર નથી, નીતિવલ્લભને પણ કેદમાં નાખી મહા અનર્થ કર્યો, નહિતો આ સમયે તે આપણને સાહ્યભુત થઈ પડત.

**ચંડસેન**—મેં મારા દુષ્ટ સલાહકારોના કહેવા ઉપર ધ્યાન આપી, એ નીતિવાન્ નીતિવલ્લભને ઘણું કષ્ટ આપ્યું.

**પ્રભાવતી**—તમે તમારા હિતસ્વીઓને પણ ન ઓળખ્યા, જેટલા ઉત્તમ અધિકારીઓ હતા તે સર્વેને તમે એક પછી એક વિદાય કર્યા, અને તેમની જગ્યાએ ઉપરથી મીઠું બોલનારા મુખ મીઠા ભર્યા; તેમણે પ્રજા ઉપર



ચંડસેનને સાવિત્રીની છાયાનો ભાસ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

જુલમ ગુજારી ત્રાસ વર્તાવ્યો છે, તે તમે નથી જાણતા.

**ચંડસેન**—હવે તો સર્વ પ્રજા પણ મારી વિરુદ્ધ થઈ ગઈ છે, બળવો થવાનાં સ્પષ્ટ ચિન્હ દેખાય છે, સર્વ સત્યવાનનીજ વાટ જોઇ રહ્યું છે; અરે! હું ચારે તરફથી ઘેરાયો છું, મને સર્વ દિશામાં ભય સિવાય બીજું કંઈ દૃષ્ટિએ પડતુંજ નથી; મનમાં એમ થાય છે કે અહિંથી આવીને કોઈ મારશે કે આ તરફથી આવીને કોઈ ખાઇ જશે, ભય ભય ને ભયજ દેખું છું.

**પ્રભાવતી**—તમારું મનજ તમને બ્હીવરાવે છે એમ કહોને!

**ચંડસેન**—ખરેખર મારું મનજ ડરાવેછે. મેં મારા સહોદર ભાઈને ઠગ્યો, મને મદદ કરનારને ઠગ્યા, આખી દુનિયાને ઠગી, પણ એક કુદરતને ઠગી શકતો નથી, તે શક્તિએ મારી પૂઠ એવી સજ્જડ પકડીછેકે દિવસ રાત્રિ મને ચેનજ પડતું નથી; મારું હૃદય નિરંતર મને ડંખ્યા કરે છે, તે વેદના મારાથી સહન થઇ શકતી નથી, આમાંથી મુક્ત થવાને માત્ર (અંદરથી પીસ્તોલ લાવી બતાવીને) આ એકજ ઉપાય છે, (છાતી સામે ધરે છે) પ્રાણ કાઢવો.

**પ્રભાવતી**—(હાથ પકડી લઇ) હાં હાં નાથ! આશું કરો છો? આત્મઘાત કરશો તો મહા પાપમાં પડશો અને ઉલટી મને રઝળાવશો; આમ હિંમત શું હારી ગયા છો? શાન્ત થઈ જરા વિચાર કરો.

**ચંડસેન**—વિચાર શું કરું! મારી મતિ હવે મુઝાઈ ગઈ છે, મેં બહુ બહુ અનર્થ કર્યા છે; અરે! જેણે મને પુત્રની પેઠે પાળી પોષી મોટો કર્યો, તેનુંજ રાજ્ય પચાવી પાયમાલી કરવાના દુષ્ટ વિચાર ઉપર આવ્યો; હાય હાય! મારા જેવો ચંડાળ પાપી બીજો કોણ હોઈ શકે?

**પ્રભાવતી**—ગુરુજનની સેવા કરવી એતો તમારો પરમ ધર્મ છે, તમારા વડીલ બંધુ પ્રત્યેનો તમારો ધર્મ તમે અત્યાર સુધી ભૂલી ગયા છો; તે મહા પવિત્ર

મૂર્તિઓ અંધ થવાથી તમારે તેમને સાહ્ય કરવી જોઈતી હતી, તે નકરી પણ હવે આપને એનો પશ્ચાત્તાપ થતો હોય તો તેથી હું મારાં સદ્‌ભાગ્ય સમજું છું.

**ચંડસેન**—શાણી રાણી! તારી શિખામણ મેં તે વખતે ન માની, હવે હું તેને માટે ઘણોજ પસ્તાઉં છું; સત્યવાન કે જેને મારે મારા પુત્ર સમાન ગણી રાજ્ય કાર્યમાં નિપુણ બનાવવો જોતો હતો, તેને કંટક રૂપ ગણી મેં તેનો ઉચ્છેદ કરવાનું આદર્યું. અફસોસ!! અફસોસ!!

**પ્રભાવતી**—અપંગ ગુરુજનની સેવા કરી હોત તો, આપણે ઘણાં સુખી થાત.

**ચંડસેન**—રાણી! દૈવ જ્યારે અવળો થાય છે, ત્યારે સઘળું અવળુંજ ભાસે છે; મને કાળે ઘેર્યો હતો તેથી એવી દુષ્ટ મતિ સુઝી.

**પ્રભાવતી**—હવે જો મતિ સુધરી હોય તો તેમને શરણે જાઓ, અને તમારા અપરાધની ક્ષમા માગો.

**ચંડસેન**—મેં એમનો એવો મોટો અપરાધ કર્યો છે કે, હું ક્ષમાને પાત્ર રહ્યો નથી.

**પ્રભાવતી**—તે મહાનુભાવ દયાળુ છે, તે તો તમારો દોષ નહિ જોતાં ક્ષમા કરશે.

**ચંડસેન**—હું શું મોઢું લઇ તેમની પાસે જાઉં! મને મારું કાળુ મોં બતાવતાં શરમ આવે છે.

**પ્રભાવતી**—ગુરુજનની પાસે જવામાં શરમ રાખવી નહિ, કદી છોરુ કછોરુ થાય, પણ ઉદાર દિલનાં માવતર તે મનમાં લાવતાં નથી; તે તમારા વડીલ બંધુ પિતા તુલ્ય છે.

**ચંડસેન**—ખરેખર રાણી! હવે તો એ મહાત્મા દ્યુમત્સેનના ચરણ વિના બીજું કોઇ મારે શરણુજ નથી.

**પ્રભાવતી**—આપણે કેટલા કાળ માટે અનર્થ કર્યો! આપણું ભોગવનાર પણ સત્યવાનછે, તો પછી એવી દુષ્ટ વાંચ્છના કરીએ કેવી દુર્બુદ્ધિ સુજી!

**ચંડસેન**—એ દુર્બુદ્ધિએજ મને ભમાવ્યો, મેં મારી બેસવાની ડાળ કાપી.

**પ્રભાવતી**—હું તો પ્રથમથીજ કહેતી હતી.

**ચંડસેન**—પ્રજાની પ્રીતિ એજ રાજાઓને ચિંતામણિ રૂપ છે, એ તારું મહા વાકય હવે મને યાદ આવે છે.

**પ્રભાવતી**—પણ આપે મારા કહેવા ઉપર લક્ષ આપ્યું નહિ, અંતે પ્રજામાં પણ અળખામણા થયા, અને વિપરીત પરિણામ લાવ્યા.

**ચંડસેન**—હાય હાય! હું મારાં માતા પિતા જેવાં પવિત્ર દંપતીને પાછળથી અંધ કહી બોલાવતો, પણ અત્યાર સુધી હું પોતેજ અંધ હતો તે મેં હવે જાણ્યું; નીતિ નિપુણ નીતિવલ્લભનાં કીમતી વચનોની મેં દરકાર ન કરી, મેં કોઈનું ન સાંભળ્યું, મને ધિક્કાર ધિક્કાર છે.

**પ્રભાવતી**—થઈ ગએલા પાપનો પશ્ચાત્તાપ કરવો એ પણ એક જાતનું પ્રાયશ્ચિત કહેવાય છે, તમે પ્રાયશ્ચિત કરી શુદ્ધ થયા છો, તો તમારા અપરાધની ક્ષમા તમને અવશ્ય મળશે; માટે સત્વર તપોવનમાં જઈ, એ પવિત્ર દંપતીના ચરણમાં તમારું શિર કમળ નમાવો.

**ચંડસેન**—રાણી! હું ત્યાં શી રીતે જાઉં! એ તપોવનમાં પ્રવેશ કરતાંની સાથેજ, તે રાજર્ષિનું તેજ મને બાળીને ભસ્મ કરશે.

**પ્રભાવતી**—સ્વામી! સુગંધવાળા અને ગંધ વગરનાં પુષ્પોને પૃથ્વી સરખાજ ભાવથી ગોદમાં રાખે છે, સમુદ્રના ઉદરમાં ઉજ્વલ રત્નને સ્થાન મળે છે, તેમ રેતીને પણ મળે છે; માટે તપોવનમાં જતાં કાંઈ અડચણ નથી.

**ચંડસેન**—શું! મને મારાં કૃત્યની માફી મળી શકશે? મેં એવાં અઘોર પાપ કર્યાં છે, કે એ હરિજનની સમક્ષ જવાની પણ હિંમત ચાલતી નથી.

**પ્રભાવતી**—પ્રાણપતિ! હવે તમારી દુષ્ટ વાસનાઓ સર્વ નાશ પામી છે, એટલે એવી શંકા કરવાનું પ્રયોજન નથી; વળી હરિજનનાં અંતઃકરણ તો કમળ દળ કરતાં પણ વધારે સુકોમળ હોય છે, તે તમારા અપરાધની ક્ષમા કરી તમારા ઉપર દયા કરશે, માટે સત્વર સિધાવો.

ગાયન.

હરિજન હરનિશ હરિને ભજશે,
સુજન નહિ સજ્જનતા તજશે.
કડવાં વચન સહન કરશે,
પણ શબ્દ ન ઉચરશે;
મુક્તા ફળ વિણુ અન્ય ચારો,
નવ હંસ કદી ચરશે.—સુજન.
દોષ માંહી નવ રોષ ધરે,
પણ શાન્તિ સુધા ભરશે;
સરસ વાસ કસ્તુરી તણી,
કહો કુવાસ કયમ ઠરશે ?—સુજન.

## પ્રવેશ ૪ થો.

સ્થળ—દ્યુમત્સેનનો આશ્રમ.

**પાત્ર**—અશ્વપતિ, માલવી, ગૌતમ, ધૌમ્ય, ભારદ્વાજ, શૌનિક, પ્રભાવતી, દ્યુમત્સેન, ચંડસેન, શૈબ્યા, ઋષિપત્નીઓ વગેરે.

**માલવી**—( આશ્રમને જોઈ) એક વર્ષ પહેલાં આ આશ્રમ કેવો રમણીય દેખાતો હતો ! એનો એ આશ્રમ અત્યારે શૂન્યકાર દેખાય છે.

**ધૌમ્ય**—જેના વડે રમણીય હતો તે પછાં આવવાથી એવોજ જોશો.

**માલવી**—પુત્રી સાવિત્રીને પરણ્યા આજે એક વર્ષ થશે, એ મંગળ લગ્નનો દિવસ આજજ છે, તે દિવસે આ આશ્રમમાં આનંદોત્સવ ઉજવાતો હતો, મંગળગીતો ગવાતાં હતાં, તેની જગ્યોએ આજ એજ દિવસે શોક છવાઈ રહ્યો છે; ફેરફાર થતાં વાર લાગતી નથી.

**ધૌમ્ય**—મહાદેવી ! અશુભ વિચારો કરવાથી વધારે ગ્લાની થશે, માટે શુભ વિચારને સ્થાન આપો.

**માલવી**—પણ એવાજ વિચારો આવ્યા કરે છે, બીજા કશામાં મન ચોટતું નથી.

**ધૌમ્ય**—હમણાં કોઈ સારા ખબર લાવશે, એટલે મન એમાં પરોવાશે.

**માલવી**—સર્વને ગયે બહુ સમય થયો છતાં હજી સુધી કોઈ ફરક્યું નહિ.

**અશ્વપતિ**—(પ્રવેશ કરી) કેમ આવ્યાં છે કે નહિ?

**માલવી**—અહિં તો કોઈ આવ્યું નથી, હમણાં આવશે એ આશામાં બેઠાં છીએ, ત્યાં તમે તો નિરાશામાં પાછા ફર્યા જણાઓ છો!

**અશ્વપતિ**—બીજી દિશામાં જનારા આવ્યા પહેલાં નિરાશ થવાનું નથી.

**ભારદ્વાજ**—(પ્રવેશ કરી) હું તો શોધી શોધીને થાકયો પણ કયાંય પત્તો લાગ્યો નહિ.

**માલવી**—દેવી શૈબ્યા તથા મહારાજા દ્યુમત્સેન તો નજીકમાંજ હોવાં જોઈએ, એ અપંગ દૂર શી રીતે ગયાં હોય?

**અશ્વપતિ**—અપંગદશામાં કયાંય નદી નાળામાં તો નહિ પડી ગયાં હોય!

**માલવી**—સંતાનની ચિંતામાં ભાન ભૂલવાથી એમ પણ બનવા સંભવ છે.

**ગૌતમ**—(પ્રવેશ કરી) ઉત્તરમાં તો મળ્યાં નહિ.

**માલવી**—એ પુણ્ય ચરિત્રોનાં દર્શન થવાં મને તો હવે દુર્લભ જણાય છે.

**અશ્વપતિ**—હજી ધીરજ રાખવાની છે, છેક આશા મૂકવાની નથી; શૌનિકના આવ્યા પછી જે કહેવું હોય તે કહેજો.

**શૌનિક**—(પ્રવેશ કરી) હું પણ નિષ્ફળ છું.

**માલવી**—જ્યારે દશા પડતી હોય ત્યારે આશાના અવલમ્બનો! મને તો મારા દુસ્સ્વપ્નથી નિશ્ચય છે કે, પરિણામ સારું આવવાનું નથી.

**અશ્વપતિ**—ગુરુ! સ્ત્રીઓનાં મન કેટલાં અધીરાં હોય છે તે જોયાં!

**માલવી**—અમારાં અંતઃકરણ વાત્સલ્યતાથી ઉભરાતાં હોય છે તે તમે શું જાણો; અમે એવાં નહોત તો બાળકોને

ઉછેરતજ નહિ, મને તો જ્યાં સુધી પુત્રી જમાઈને જોયાં નથી ત્યાં સુધી શુંનું શું થઈ જાય છે; જેમ જેમ રાત્રિ જાય છે તેમ તેમ મારું અંતઃકરણ વધારે અધીરું થતું જાય છે.

**પ્રભાવતી**—(નેપથ્યમાં) માતા! મારો હાથ પકડો, નહિતર તમે પડી જશો.

**ધૌમ્ય**—(સાંભળીને) માતા હાથ પકડો એવો સ્વર આવ્યો!

**માલવી**—સાવિત્રી તો દેવી શૈબ્યાને નહિ કહેતી હોય?

**અશ્વપતિ**—કોઈ આવતું હોય એવો પગરવ જણાય છે.

**દ્યુમત્સેન**—(નેપથ્યમાં) ભાઈ! તમારો એમાં દોષ નથી, ભાવિ મિથ્યા થતું નથી.

**ગૌતમ**—આ સ્વર રાજર્ષિનો છે!

**ધૌમ્ય**—ભાઈથી સંબોધી સાન્ત્વન કરતા આવે છે.

**અશ્વપતિ**—ભાઈ તો પુત્ર સત્યવાન સિવાય બીજો કોણ હોય?

**શૌનિક**—જે હશે તે હમણાં આવશે.

**ચંડસેન**—(નેપથ્યમાં) બંધુ! આશ્રમમાં આવી પહોંચ્યા.

**શૈબ્યા**—(નેપથ્યમાં) આશ્રમમાં કોલાહલ સંભળાય છે.

**અશ્વપતિ**—નજીકમાંથી અવાજ આવ્યો.

**દ્યુમત્સેન**—(પ્રવેશ કરી) પુત્ર સત્યવાન! અમે તો તમને શોધવા ગયાં હતાં.

**શૈબ્યા**—(પ્રવેશ કરતાં) પુત્રી સાવિત્રી! કુશળ છો કે?

**ધૌમ્ય**—રાજર્ષિ! અમે તમારીજ રાહ જોઈએ છીએ.

**શૈબ્યા**—અમે પુત્ર સત્યવાન તથા સાવિત્રીની શોધમાં ગયાં હતાં.

**ગૌતમ**—સત્યવાન તથા સાવિત્રી તો અહિં છે નહિ, પણ મહારાજા અશ્વપતિ તથા દેવી માલવી આવ્યાં છે.

**મત્સેન**—હેં! એ દંપતી આવ્યાં છે!

**અશ્વપતિ**—હા, હું આપને પ્રણામ કરું છું.

**માલવી**—દેવી શૈબ્યા! હું પણ આપને પ્રણામ કરું છું, આ અંધારી રાત્રિમાં પુત્ર સત્યવાન તથા પુત્રી સાવિત્રી વિના તમે ક્યાં હતાં?

**દ્યુમત્સેન**—અમે એમને શોધવા ગયાં હતાં, ત્યાં માર્ગમાં કાંટા વાગવાથી આગળ ચાલી શકયાં નહિ, તેથી એક વૃક્ષ નીચે બેસી હૃદય ઠાલું કરતાં હતાં, ત્યાં આ મારો નાનો બંધુ તથા તેમનાં સ્ત્રી અમારી પાસે આવતાં હતાં તે મળ્યાં; ને અમને પુત્ર વિરહથી ઘવાયેલાંને અહિં તેડી લાવ્યાં

**ચંડસેન**—મહારાજા અશ્વપતિ તથા મુનીશ્વરો ! આ જેષ્ટ બંધુનો અપરાધી હું ચંડસેન આપ સહુને પ્રણામ કરું છું.

**ઋષિ**—કલ્યાણમસ્તુ.

**ચંડસેન**—મુનીશ્વરો! આ મારા જેષ્ટ બંધુ દયાના સાગર છે, જેમણે મને પુત્ર તરીકે પાળેલો તેમનો મેં દ્રોહ કરી આ સ્થિતિ પ્રાપ્ત કરી છે; તેને માટે મને ધિક્કાર છે.

**દ્યુમત્સેન**—બંધુ ! તમારા પશ્ચાત્તાપે મને બધો બદલો વાળી દીધો છે, હવે એ ખેદ ન કરો, અમારા અદૃષ્ટને લઇ તમારી બુદ્ધિમાં વિભ્રમ થયો, નહિતર તમે મને પિતા સમાન કયાં નહોતા પૂજતા.

**પ્રભાવતી**—પણ તે પૂજ્યાપર છેવટે પાણી ફેરવ્યું, તેને માટે જેટલો પશ્ચાત્તાપ કરે તેટલો થોડો છે.

**શૈબ્યા**—પુત્રી પ્રભાવતી ! તું તો મારી સાવિત્રી જેમ મને રાખે છે, તેમ રાખતી હતી તે હજી મને સ્મરણમાં છે.

**પ્રભાવતી**—માતા ! પુત્રી સાવિત્રી તથા પુત્ર સત્યવાનને જોયા વિના અમને શાન્તિ થવાની નથી.

**શૈબ્યા**—એમના વિના અમે પણ હૈયા સૂના થઈ ગયાં છીએ, દેવી માલવી ! તમારું અકસ્માત આગમન આ સમયે ?

**માલવી**—પુત્રી સાવિત્રી યાદ આવવાથી.

**દ્યુમત્સેન**—એ તો અમારાં દુર્ભાગ્યે અદૃશ્ય થયાં છે, એ ચિંતામાં અમે ઝુરીએ છીએ.

**અશ્વપતિ**—શી રીતે થયાં તે જણાવશો ?

**દ્યુમત્સેન**—નિત્યના નિયમ પ્રમાણે સત્યવાન સમિધ લેવા જતાં, પુત્રી સાવિત્રીએ કોઈ દિવસ નહિ ને આજ

અમારી પાસે એવું માગ્યું કે હું મારા સ્વામિ સાથે સમિધ લેવા જાઉં એવી આજ્ઞા આપો.

**શૈબ્યા**—ઓછામાં પૂરો આજ એને વટસાવિત્રી વ્રતનો ત્રીજો નિર્જળો અપવાસ હતો, તેથી મેં નહિ જવા બહુ સમજાવ્યાં પણ એની દીનહઠને લઈ હા પાડવી પડી.

**માલવી**—(સ્વગત) નારદજીનો કહેલો દિવસ આજ હોવાથી પોતાના પતિથી દૂર નહિ રહેવા સાથે ગઈ, શી એની પતિ પ્રત્યેની મમતા! (પ્રકાશ) વટસાવિત્રીનું વ્રત તો એણે લગ્નના દિવસથીજ શરુ કર્યું હતું એ હું જાણું છું.

**શૈબ્યા**—તેની આજ પૂર્ણાહૂતિ હતી, તેથી પ્રાતઃકાળમાં વહેલાં વડ પૂજનથી પરવારી સત્યવાનની સાથે જવા રજા માગીને ગયાં, પણ સાયંકાળ થતાં નહિ આવવાથી અમારી ચિંતામાં વધારો થયો અને આખર ધીરજ નહિ રહેવાથી અમે આંધળીદોડ કરી શોધવા નીકળ્યાં પણ અધવચેજ અટકી પડયાં.

**દ્યુમત્સેન**—ગયાં ત્યારે ભલામણ કરી હતી કે, સૂર્યાસ્ત પહેલાં નહિ આવો તો અમારા પ્રાણ નીકળી જશે; છતાં શા કારણથી રોકાણાં તે સમજી શકાતું નથી.

**શૈબ્યા**—સત્યવાન હમેશાં સૂર્યાસ્ત પહેલાંજ આવે છે, પણ આજજ અસુરું થયું.

**માલવી**—પ્રાણપતિ! મારા સ્વપ્નનું તો પરિણામ નહિ હોય! (રુવે છે)

**શૈબ્યા**—પુત્ર સત્યવાન તથા પુત્રી સાવિત્રી નહિ આવે તો અમારા પ્રાણ રહેવાના નથી.

**માલવી**—અમારી પણ તેવીજ દશા સમજો.

**દ્યુમત્સેન**—અમારી વિપત્તિનો આજ આખર દિવસ છે. (રુવે છે)

**અશ્વપતિ**—મિત્ર! ધૈર્ય રાખો, દુઃખ પછી સુખ, એ ક્રમને કેમ ભૂલોછો?

**દ્યુમત્સેન**—જાણું છું છતાં પુત્ર પ્રેમે વિકળ કર્યો છે. હરિ! હરિ!! (મૂર્છાગત થાય છે)

**ચંડસેન**—(એકદમ પકડી) શિવ! શિવ!! શી કુટુંબની અવદશા! (રુવેછે)

**પ્રભાવતી**—એક તુચ્છ રાજ્ય માટે કેવી આફત લાવ્યા, છત્રધારીનો યુવરાજ સમિધ લેવા ભટકે, એ પણ સમયનીજ બલિહારી સમજવીના!

**ચંડસેન**—સમય બળવાન મનુષ્ય નહિ.

**અશ્વપતિ**—મહારાજા દ્યુમત્સેન તથા દેવી શૈબ્યા! આમ શોક કરવાથી પુત્ર સત્યવાન કે પુત્રી સાવિત્રી આવશે નહિ, માટે બે પ્રહર રાત્રિ હજી બાકી છે તેટલો સમય માધવી મંડપમાં જઈ ઈશ્વર ભક્તિમાં ગુજારવાથી તે સાહ્ય કરશે.

**ધૌમ્ય**—મને પણ એમજ કરવું ઉત્તમ લાગે છે.

**દ્યુમત્સેન**—તમારી સહુની તેવી ઇચ્છા છે તો ચાલો ત્યાં જઇએ. (સહુ જાય છે)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—શર્યાતિ રાજાનો મહેલ.

### પાત્ર—સુકન્યા, ચ્યવન.

**ચ્યવન**—(સ્વગત) કયાં અંતર્ વૃત્તિ ને કયાં બાહીર્ વૃત્તિ! અંતર્ વૃત્તિમાં બ્રહ્મનો એકાકાર થતો, ત્યાં બાહીર્ વૃત્તિથી સંસારની અવનવી ઘટના નિરખવી રહી; વાસનાએ અંતે યોગમાંથી નિવૃત્ત કર્યો અને સંસારમાં પ્રવેશ કરાવ્યો, તો હવે ગૃહસ્થાશ્રમના ધર્મ સ્વીકારી રાજયોગ સાધવો.

**સુકન્યા**—(પ્રવેશ કરી)  ગાયન.

સમર્થ યોગી! બન્યા રસભોગી, કહો શ્રેષ્ટ યોગ કે ભોગ?

**ચ્યવન**—યોગ છે અમોઘ, નિર્વિકલ્પ યોગ, વૃથા અન્ય ઉપભોગ

—સમર્થ

**સુકન્યા**—વાસનાથી જન્મ મળ્યો આ, આચરવા ઉદ્યોગ,
સંચિત ક્રિયમાણ બંધાયાં તે, ભોગવવાને ભોગ;
સ્ત્રી પુરુષના સંયોગ, એ પૂર્વજન્મ પ્રયોગ—સમર્થ.

**ચ્યવન**—ગૃહસ્થાશ્રમ શ્રેષ્ટ ખરો પણ, આવરણ એમાં અયોગ,
ભોગ ભોગવે ધર્મ પરાયણ, નહિ તો પૂંઠે રોગ;
રોગ ભોગ વિજોગ ગૃહસ્થાશ્રમ એ ફોક—સમર્થ.

**સુકન્યા**—વેલ રૂપ હું વળગી તમને, નથી મને કંઇ લોભ,
આ લોક પરલોક સુધરે મારો, એ ઇચ્છું વિનોદ;
હું પાળીશ નિત્ય નિયોગ, નિર્લેપ ભોગવી ભોગ.-સમર્થ.

**ચ્યવન**—સુકન્યા! જેવું તારું નામ છે તેવાજ તારા ગુણ છે.

**સુકન્યા**—એ ગુણ આપ જેવા સ્વામી મળવાથી પ્રકાશમાં આવ્યા.

**ચ્યવન**—તેં મને નવું જીવન બક્ષ્યું, મારો પુનર્જન્મ કર્યો.

**સુકન્યા**—તો તે પુનર્જન્મનો લ્હાવો મને આપો.

**ચ્યવન**—જે જે તારી ઈચ્છા હશે તે મારા તપોબળથી પૂર્ણ કરવા હું સમર્થ છું.

**સુકન્યા**—તે તો મેં પ્રત્યક્ષ જોયું, અશ્વિનીકુમારને દેવ યજ્ઞમાં આસન આપી સોમપાત્ર આપ્યું, ઇંદ્ર લડવા આવ્યો તેના સામે કૃત્યાસુરને ઉત્પન્ન કરી નસાડયો, એ જોઈ હું તો ચકિત થઇ ગઇ છું; મારા સ્વામી આટલા બધા સમર્થ છે એ હું નહોતી જાણતી.

**ચ્યવન**—તમે પણ તપ કરી કયાં ઓછપ રાખી છે, અશ્વિનીકુમારને પ્રસન્ન કરી મને દેખતો કર્યો અને સાથે યુવાવસ્થા પણ અપાવી, એ સુકન્યા વિના અન્યથી થઇ શકે નહિ.

**સુકન્યા**—પણ એ ગુરુમંત્ર આપનાર કોણ ? હું તો જીવ વિનાનું જેવું કલેવર તેવી છું; આપ જેવા ચૈતન્યરૂપ સ્વામિના પ્રતાપથીજ અશ્વિની કુમારને પ્રસન્ન કરી શકી.

**ચ્યવન**—તમારા પતિવ્રતાથી કરી શકયાં, પ્રથમ તો તમારા રૂપથી મોહપામી અશ્વિનીકુમાર તમને વરવા તૈયાર

થયા હતા, છતાં સ્વરૂપવાન દેવોનો તિરસ્કાર કરી મારા જેવા જરા જીર્ણ અંધપતિ પ્રત્યે ભક્તિ દાખવી તો તે પ્રસન્ન થયા; ચલિત મનની હોય તો તેજ વખતે રખડાવી ચાલી જાય અને ઉભયનું બગાડે.

**સુકન્યા**—ચાલી જાય તે તો કુલટા, સુકન્યા ન કહેવાય.

**ચ્યવન**—તારા જેવી સુકન્યાજ સંસાર સુધારી શકે છે, જેનો દાખલો જોવો હોય તો ચાલો આજ રાજર્ષિ દ્યુમત્સેનના આશ્રમમાં, ત્યાં જોવાનું બહુ મળશે.

**સુકન્યા**—મારાભાઈ સત્યવાનને તથા સાવિત્રીને બહુ દિવસ થયાં મળી નથી માટે ચાલો ત્યાં જઈએ. (જાયછે)

# પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—દ્યુમત્સેનનો આશ્રમ.

**પાત્ર**—દ્યુમત્સેન, શૈબ્યા, અશ્વપતિ, માલવી, ચ્યવન, સુકન્યા ચંડસેન, પ્રભાવતી, ગૌતમ, ધૌમ્ય, શૌનિક, સત્યવાન, સાવિત્રી, યમરાજ, બ્રહ્મમંડળ, ઋષિપત્નીઓ: (પાછળથી) નારદ, નીતિવલ્લભ, પ્રજાજન વગેરે.

**ચ્યવન**—રાજર્ષિ દ્યુમત્સેન તથા દેવી શૈબ્યા! હું ખાત્રી પૂર્વક કહું છું કે, પતિવ્રતા સાવિત્રી સાથે છે તેથી દેવ પણ સત્યવાનનો પરાભવ કરવા સમર્થ નથી.

**ગૌતમ**—હું પણ મારી વિદ્યાના બળથી જાણી શકું છું કે, હમણાં બન્ને આવી તમારી ચિંતા દૂર કરશે.

**ધૌમ્ય**—ઈશ્વર સ્મરણ કરવાથી સર્વ વિઘ્ન નિવૃત્ત થશે.

**દ્યુમત્સેન**—મુનીશ્વરો! પુત્ર પ્રેમથી અમારા પ્રાણ ટકવા નથી.

**અશ્વપતિ**—રાજર્ષિ દ્યુમત્સેન! મુનીશ્વરોની વાણી મિથ્યા થતી નથી, માટે તે ઉપર વિશ્વાસ રાખી, બે પ્રહર રાત્રિ ધૈર્યતાથી વિતાડશું તો બન્નેને કુશળ જોઇશું.

**દ્યુમત્સેન**—તમે અમને આશ્વાસન આપવા ધૈર્ય દાખવો છો એટલું તમારું મનોબળ અમારા કરતાં વિશેષ છે! તથાપિ અંતઃકરણની સ્થિતિ તો તમારી પણ અમારા જેવીજ છે.

**માલવી**—અમારા પ્રાણ પણ પ્રભાતમાં બન્નેને નહિ જોઈએ તો ટકવા નથી.

**સુકન્યા**—પ્રાણપતિ ! આપ ત્રિકાળજ્ઞાની છો, તો કહેશો કે મારી બ્હેન સાવિત્રી તથા બંધુ સત્યવાન અત્યારે કયાં છે ?

**માલવી**—ધન્ય પુત્રી સુકન્યા ! અમારી સહુની મનોવેદના દૂર થાય તેવુંજ તેં પૂછયું.

**ચ્યવન**—તમારી સહુની ધીરજ રહેતી નથી તો, હું મારા તપોબળના પ્રભાવથી તમને સર્વને અત્યારે એ કયાં છે એ બતાવું છું.

**શૈબ્યા**—ઓહોહો ! તોતો અમારાં અહોભાગ્ય ! ! આપ ભલે પધાર્યા, અમે એજ ઇચ્છીએ છીએ.

**ચ્યવન**—પણ જુઓ આ એક દિવ્ય દર્શન છે, માટે આ દિથી અંત સુધી સ્થિર ચિત્તથી જોયા કરજો; વચમાં અવનવા બનાવો જુઓ તો ગભરાશો નહિ.

**માલવી**—નહિ ગભરાઇએ મુનિરાજ !

**શૈબ્યા**—અમે તો જોઈ શકશું નહિ, પણ તમે સહુ જુઓ તે કહેવાથી સંતોષ માનશું.

**માલવી**—હું યથાર્થ આપને કહેતી જઇશ.

**દ્યુમત્સેન**—તમે સહુ તેમને કુશળ જોશો, તેથી હું પુત્ર સ્મરણથી મગ્ન રહીશ.

**ચ્યવન**--જુઓ આ દિવ્ય દર્શનથી જેવી સ્થિતિ ત્યાં હશે તેવી જોશો, માટે વચમાં કોઈએ બોલવું નહિ તથા પરિણામ પહેલાં ઉઠવું નહિ, નહિતર બંધ કરવામાં આવશે.

**શૈબ્યા**—કૃપાળુ મુનિરાજ ! આપની આજ્ઞાને અમો સહુ અનુસરશું.

**ચ્યવન**—(ચારે તરફ પાણી છાંટી સર્વે તરફ એકીટસે જોઈ ઇંગ્રેજીમાં જેને મૅસ મેરિઝમ્ કહે છે તે પ્રમાણે દિવ્ય દૃષ્ટિ કરે છે) જુઓ ! સર્વે શું જુઓ છો ?

**અશ્વપતિ**—(આશ્ચર્યથી) રાજર્ષિ ! આતો નવું જંગલ દેખાયું ! !

**ચંડસેન**—હું પણ એજ દેખું છું !

**દ્યુમત્સેન**—શું ખરું દેખો છો !

**અશ્વપતિ**—હા, મહાભયંકર જંગલ છે.

**ધૌમ્ય**—ચ્યવન મુનિની અગાધ શક્તિ આજ અનુભવી.

**ગૌતમ**—માથે રાફડા વળી ગયા ત્યાં સુધી તપ કર્યું, તેનો આ ચમત્કાર.

**અશ્વપતિ**—ઇંદ્રનો પરાજય કરી અશ્વિનીકુમારને યજ્ઞમાં આસન અપાવી સોમપાત્ર આપ્યું, એ અગાધ તપ વિના બને નહિ.

**શૈબ્યા**—પુત્રી સુકન્યા ! ધન્ય છે તને, ભલે તું મહામુનિ ચ્યવનની ધર્મપત્ની થઈ.

**ચ્યવન**—તમારી પુત્રીએ પાતિવ્રત્યથી મને નવું જીવન અર્પ્યું, તેવુંજ સાવિત્રી સત્યવાનને અર્પશે તે તમે જોશો.

**શૈબ્યા**—અમારા પૂર્વ પુણ્યના યોગે સાવિત્રી જેવી સુશીલ વહુ મળી.

**ચ્યવન**—એ ઉભય કુળને ઉજ્વલ કરશે.

**દ્યુમત્સેન**—ધન્ય છે એમનાં માત પિતાને !

**સાવિત્રી**—(સત્યવાન સાથે પ્રવેશ કરતાં) પ્રાણનાથ ! સામે સારસ પક્ષીનું જોડું જોયું કે ? કેવાં પ્રેમી છે ! એક એકથી દૂર થતાં નથી.

**સત્યવાન**—એ વિખુટાં પડે તો બન્ને મરણ પામે, ખરાં પ્રેમી એ કહેવાય.

**માલવી**-(આશ્ચર્ય થઇ) જુઓ જુઓ ! સત્યવાન તથા સાવિત્રી આવ્યાં ! !

**શૈબ્યા**-( આશ્ચર્ય થઈ ) હેં ! ખરાં આવ્યાં ?

**ચ્યવન**—દિંવ્ય દર્શનમાં કશું ખોટું આવશેજ નહિ.

**દ્યુમત્સેન**—(શાન્તિથી) ત્યારે કુશળતો છે ?

**ચ્યવન**—એમાં શું સંદેહ, પણ આતો વ્યતિત થઈ ગયેલો કાળ બતાવું છું; આશ્ચર્યકારક હવે આવશે.

**અશ્વપતિ**—એ ઠીક કર્યું, પુત્રી સાવિત્રીનું અથથી ઇતિ સુધીનું ચારિત્ર્ય અવલોકન થશે.

**સાવિત્રી**—(સ્વગત) આપણી સ્થિતિ પણ સારસ જેવીજ થશે!' પ્રભુ ! આજનો દિવસ નિર્વિઘ્ન ઉતારશો, નારદજીનો કહેલો દિવસ આજ છે, અને મારા વ્રતની સમાપ્તિ પણ આજ છે; કટોકટીનો સમય છે.

**સત્યવાન**—પ્રિયા ! આ વેલ જોઈ? કેવી એના પતિ કદંબને વિંટળાઈ છે !

**સાવિત્રી**—તેથી તે કેવી પ્રફુલ્લ દેખાય છે, જેવી રીતે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સાથે પ્રફુલ્લ દેખાય તેવી. (નિશ્વાસ નાખી આડું જોઇ–સ્વગત) આપને કાંઈ થશે તો હું વેલ સુકાઇ જવાની.

**સત્યવાન**—પ્રિયતમા ! આ કમળ જોયાં ? સૂર્ય તરફ વિકાસી રહ્યાં છે.

**સાવિત્રી**—જેમ પતિવ્રતા સ્ત્રીની દૃષ્ટિ નિરંતર તેના પ્રાણ-પતિ તરફ હોય છે તેમ.

**સત્યવાન**—પણ બપૈયો પીયુ પીયુ પોકારી રહ્યો છે તે સાંભળ્યો ?

**સાવિત્રી**—પીયુ પીયુ કરી વિરહ પ્રકટાવે છે. ( સ્વગત ) મારી પણ એવી દશા પ્રભુ નકરે !

**સત્યવાન**—પ્રિયા ! આપણે બહુ દૂર નીકળી આવ્યાં, માટે તમે પુષ્પ એકઠાં કરો, દરમ્યાન, હું સમિધ કાપી લઉં.

**સાવિત્રી**—પ્રાણનાથ ! પુષ્પતો હવે ઘણાં છે, માત્ર સમિધ મને કુહાડી આપો તો હું કાપી લઉં આપ બેઠા જુઓ.

**સત્યવાન**—હું બેઠો જોઉં અને તમે કુહાડી લઈ કોમળ હાથથી કાપો એ શોભે!

**સાવિત્રી**—ન શોભે તો તે અર્ધાંગના ન કહેવાય.

**સત્યવાન**—તમારાં જેવાં પ્રેમ મૂર્તિને એમજ કહેવું ઘટે છે, પણ તમારા કરતાં હું તુરત કાપી શકીશ માટે તમે બેસો.

**સાવિત્રી**—ભલે તેમ કરો. (ચકવા ચકવીને જોઈ) આ ચક્રવાક તથા ચક્રવાકી રાત્રિને વિષે નજીક છતાં ન દેખતાં જેમ તરફડે છે, તેમ પતિવ્રતા સ્ત્રી પતિથી વિખુટી પડતાં તરફડે તે ખરી અર્ધાંગના.

**પ્રભાવતી**—વિનોદમાં વનચર્યા કેવી આનંદમાં કરે છે !

**સત્યવાન**—પ્રિયા ! તમે સાથે આવ્યાં તેથી વિનોદમાં ને વિનોદમાં તમને વન બતાવતાં સમયનું ભાન રહ્યું નહિ પણ યાદ છે કે માતપિતાએ સાયંકાળ પહેલાં આવવાનું કહ્યું છે.

**સાવિત્રી**—હું પણ આપને હમણાં એજ કહેવાની હતી, હવે આપણે પાછાં ફરવું જોઇએ; સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ નમતા જાય છે.

**સત્યવાન**—થોડાં ફળ તમે વિણો, ત્યાં હું સમિધ કાપી લઉં.

**સાવિત્રી**—(સ્વગત) હવે વિશેષ વખત ન રોકાય તો સારું મારો જીવ ગભરાય છે, સાયંકાળ પહેલાં આશ્રમમાં પહોંચવું જોઈએ, નહિતર માતા પિતા અસુરું થવાથી ચિંતાતુર થશે; આજની રાત્રિ કેવી ગુજરશે તે પ્રભુ જાણે. (નિશ્વાસ નાખે છે)

**માલવી**—દેવી શૈબ્યા ! સાવિત્રી સત્યવાન સાથે વાત કરતી જાય છે પણ તેના અંતઃકરણમાં પરિતાપ થતો હોય તેવું એનું મુખારવિંદ કહી આપે છે, છતાં સત્યવાનને પોતાની વેદના જણાવતી નથી.

**શૈબ્યા**—એજ એનો મહાન્ ગુણ છે, કોઇ દિવસ એ કટાણું મુખ બતાવશે નહિ; જ્યારે જુઓ ત્યારે પ્રસન્ન વદન.

**માલવી**—પણ આજ એનું મુખારવિંદ કરમાયલું દેખાય છે, (સ્વગત) નારદજીના કહેલા દિવસની ચિંતા છે.

**શૈબ્યા**—તડકામાં ફરવાથી તેમ દેખાતું હશે.

**માલવી**—(સ્વગત) આમને ખરી હકીકત કહું તો હમણાંજ બન્ને મૃત્યુ પામે. હે સાવિત્રીદેવિ ! તમે પુત્રી આપી છે તો તમે તેનું સૌભાગ્ય સાચવશો. (ચમકી) જુઓ જુઓ ! મોટો નાગ દરમાંથી નીકળ્યો ! ! અરે એતો સત્યવાનના માથા આગળ આવ્યો, હમણાંજ ડંસ કરશે. (પોકારી) સાવિત્રી ! જોજો સત્યવાનને નાગ ડંસશે ઝટ ચેતાવ.

**સુકન્યા**—માતા ! આતો દિવ્યદર્શન છે, ભૂલી ગયાં ?

**માલવી**—પણ એતો હમણાં ડંસશે !

**ઘુમત્સેન**—હેં શું નાગ ! !

**શૈબ્યા**—શિવ શિવ ! હવે શું થશે ! !

**પ્રભાવતી**—પુત્ર સત્યવાન ! દૂર ખસી જાઓ, તમારી પાછળ નાગ આવે છે, સાવિત્રી પણ આપણે કહીએ છીએ છતાં સાંભળતી નથી ! !

**અશ્વપતિ**—સ્ત્રીઓનાં અંતઃકરણ કેવાં પોચાં હોય છે તે બતાવો છો, આતો દિવ્યદર્શન છે, તે સાવિત્રી કયાંથી સાંભળશે.

**ચંડસેન**—અરેરે ! મારું નસીબ ફુટયું. (કપાળ કુટે છે)

**પ્રભાવતી**—ભવોય કાળી ટીલી ચોટી.

**માલવી**—અરે ! એતો સત્યવાનને કરડયો ! ! હાય પુત્રી સાવિત્રી, તારું નસીબ ફુટયું. (મૂર્છાગત થાય છે)

**શૈબ્યા**—હેં શું કરડયો ! ! (મૂર્છાગત થાય છે)

**પ્રભાવતી**—માતા ! આતો દિવ્ય દર્શન છે.

**માલવી**—(સ્વસ્થ થઇ) પણ દિવ્ય દર્શનમાં જે દેખાય તે સત્ય હોયતો મારું સ્વપ્ન સાચું પડયું, જે બ્હીકથી હું દોડી આવી તે અંતે સાચી ઠરી.

**ચ્યવન**—અવનવું જોઇ ગભરાવું નહિ, એ કહેલું વિસરી ગયાં કે ? આમ કરશો તો બંધ કરું છું.

**અશ્વપતિ**—પ્રભુ ! આંવી દશા બતાવ્યા પછી બંધ કરશો તો અદ્ધર લટકયાં જેવી અમારી ચારેની શી સ્થિતિ થશે!!

**ચ્યવન**—ત્યારે શાન્તપણે જોયા કરો.

**શૈબ્યા**—પણ શાન્તિ તે શી રીતે રાખીએ !

**ચ્યવન**—પરિણામની આશાએ.

**સત્યવાન**—(નાગ કરડવાથી કુહાડી પડી જાય છે) પ્રિયા ! પ્રિયા ! ! મને કાંઇ કરડયું, મારા માથામાં વ્યથા બહુ થાય છે ચક્કર આવે છે. (લથડતે અવાજે) પ્રાણ નીકળી જાય છે. (પડવાજતાં સાવિત્રી દોડી પાસે જઈ પકડી)

**સાવિત્રી**—(સ્વગત) દુઃખનીવેળા આવી પહોંચી ! હવે શું થશે; પ્રભુ ! રક્ષા કરો. (પ્રકાશ) પ્રાણનાથ ! લાકડાં



સત્યવાનને સર્પ ડંશ.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ,

કાપવાના પરિશ્રમથી ગરમી માથે ચડી ગઈ હશે, માટે આપ જરા સુવો તો હું પવન ઢોળું એટલે નિદ્રા આવવાથી શાન્તિ થશે.

**સુન્કયા**—આહા ! કેવી પ્રેમની પરાકાષ્ટા છે ! !

**સત્યવાન**--પ્રિયા ! પણ મને નિદ્રા આવી જશે તો માતા પિતા પાસે જવામાં વિલંબ થશે, એમની આજ્ઞાનો ભંગ થશે તો આથી પણ વિશેષ પીડા થશે.

**સાવિત્રી**—ભંગ થવા નહિ દઉં, હું જગાડીશ આપ થોડો વિશ્રામ લ્યો.

**દ્યુમત્સેન**—ધન્ય સત્યવાન ધન્ય ! પુત્ર હોતો તારા જેવાજ હજો.

**અશ્વપતિ**—આવાં પુત્રરત્ન ભાગ્ય વિના પ્રાપ્ત થતાં નથી.

**સાવિત્રી**—(ખોળામાં સત્યવાનનું માથું લઈ પાલવથી પવન નાખતાં આજુબાજુ જોવાથી વૃક્ષપર મોટા નાગને જોઈ) શું મારા નાથને આ નાગ કરડયો હશે ! (માથામાં લોહીનો ટસીયો જોઈ) હા ! આ લોહીનો ટસીયો દેખાય છે, એ એના ડંસથી હોવો જોઈએ ! નારદજીનો કહેલો દિવસ, તેજ પળ અને તેજ મુહૂર્ત ચૂકયું નહિ; હાય ! મારું નસીબ ફુટયું. (રુવે છે) આ નાગ નહિ પણ મારા સ્વામિનો કાળ છે,

**સત્યવાન**—(લથડતે અવાજે) પ્રિયા ! મને ઘેન ચડતું હોય એમ જણાય છે ! મને કાંઈ થાય તો તમે માતાપિતાનું સાન્ત્વન કરજો. (મરણ પામે છે.)

**સાવિત્રી**— ગાયન.

મારા મસ્તક કેરા મોર ! મેલી મુજને અહિં કયાં જાશો ?
ઘટે નહિ થાવું આમ નઠોર.—મેલી.
દીઠો શો પ્રિયતમ ! મુજમાં દોષ ?
શાણા ઘટે ન આવો રોષ;
પામું શી રીતે સંતોષ.—મેલી.
કહેતા હતા તું હૃદય મારું, પ્રાણ મારો એક;
ચતુર શિરોમણિ એ વચનો, શું વિસર્યા છોડી વિવેક.
મુજને અહિં કોનો આધાર,
કરશે માત પિતા પોકાર;
સારા ગુણ ગણના ભંડાર.—મેલી.

(સ્વસ્થ થઇ) પ્રભુ! આપ નાગ નહિ, પણ નાગના સ્વરૂપમાં આવેલ કોઇ દેવ છો; મારા પતિને આપ શા માટે ડસ્યા? અને આપને શું કરવાની ઇચ્છા છે? એ મને જણાવશો? (નાગમાંથી પાડા ઉપર બિરાજેલા યમરાજ પ્રકટ થાય છે.)

**યમરાજ**—(સ્વગત) પતિવ્રતા કેટલી પ્રભાવશાળી હોય છે! જેના તેજથી રક્ષાયેલ જીવને લેવા જતાં હું પણ ડરું છું તો પછી મારા પાર્શ્વદ નાશી જાય તેમાં શું આશ્ચર્ય!!

**સાવિત્રી**—પ્રભુ! આપ કયા દેવ છો? અને અહિં શા નિમિત્તે પધાર્યા છો, તે કૃપા કરીને આ દીન દાસીને કહેશો?

**યમરાજ**—પુત્રી સાવિત્રી! હું યમરાજ છું.

**સાવિત્રી**—શું! આપ સાક્ષાત્ યમરાજ છો?

**યમરાજ**—હા સાક્ષાત્ યમરાજ, તારા પાતિવ્રત્યના તપોબળથી મને યમદેવને તું પ્રત્યક્ષ જોઇ શકી છો, તેથી તારી સાથે વાત કરું છું, નહિતર અન્ય મને કોઈ જોઇ શકવા સમર્થ નથી; પણ તું ખરેખર પવિત્ર અને ધર્મથી રક્ષાયલી છો.

**સાવિત્રી**—મારાં અહો ભાગ્ય કે આપનાં મને દર્શન થયાં! પ્રભુ! આપને મારા પ્રણામ છે.

**યમરાજ**—પુત્રી! આ તારા પતિ સત્યવાનનું આયુષ્ય પૂર્ણ થવાથી હું તેને લઈ જવા આવ્યો છું.

**સાવિત્રી**—પ્રભુ! મેં સાંભળ્યું છે કે સર્વ મનુષ્યના જીવને લેવા આપના પાર્શ્વદો આવે છે, અને અહિં આપે જાતે શ્રમ શા માટે લીધો; તેનું કારણ શું તે કૃપા કરી મને કહેશો?

**યમરાજ**—પતિવ્રતા સ્રીને વૈધવ્ય દશામાં મૂકવા મારા દૂતો સમર્થ થતા નથી, પત્નીના ધર્મથી વિભૂષિત થયેલ જીવ મારે જાતેજ લેવા જવા યોગ્ય હોય છે; માટે મારે આવવું પડયું.

## सुकन्या-सावित्री नॉटक



સત્યવાનના મરણથી સાવિત્રીનો રૂદનાલાપ-યમદેવનું પ્રાકટ્ય.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

**સાવિત્રી**—ભગવન્! આપ દયાળુ છો, હું કરગરીને કરું છું કે, મારા સ્વામિના બદલામાં મારો ! જાઓ, પણ મારા સ્વામિને તો એમના અંધ માવા પિતાને ખાતર અહિં રહેવાદો, આ એક જીવને લીધે બીજા ચાર નિરપરાધી જીવોનો નાશ થશે; માટે મારું બાકી રહેલું આયુષ્ય હું મારા સ્વામિને અર્પણ કરું છું, તો કૃપા કરીને મને કૃતાર્થ કરશો.

**યમરાજ**—પુત્રી! તારા જેવી પતિવ્રતા સ્ત્રી તેમ કરે એ સ્વાભાવિક છે, પણ આયુષની અદલા બદલી થઇ શકતી નથી; એતો નિર્માણ થયેલું આયુષ પૂર્ણ થયે સર્વને માટે એકજ માર્ગ છે, તેણેજ જવું જોઇએ.

**સાવિત્રી**—તેમ નહિતો એમની સાથે મને પણ લઈ જાઓ, મનવચન અને કર્મથી હું એમની સાથે બંધાયેલી છું; અમારા જીવ જુજવા નથી એકજ છે, તો પછી હું એકલી શી રીતે રહી શકું ?

**યમરાજ**—પુત્રી! તેમ કરવા પણ હું સમર્થ નથી, જીવ જુજવા નથી તે આ ભવમાં, પણ પરભવ માટે તો જુદુ થવુંજ જોઇએ તે ક્રમ કેમ ફરે.

**સાવિત્રી**—પતિવ્રતા સ્ત્રીતો સાતે ભવમાં સાથે રહેવાની ભલે તમે ના પાડો.

**યમરાજ**—પ્રેમને લઈ બહુ મનુષ્યો સાથે આવવા તૈયાર થાય, તેમાં પતિવ્રતા સ્ત્રીતો અવશ્ય પતિ પહેલાં પોતાનું મરણ ઇચ્છેછે, પણ કર્મથી જે શરીર બંધાયાં છે તે તે ભોગવી છુટે એવો ક્રમ છે, તેનો ભંગ બ્રહ્માથી પણ થઈ શકે નહિ, તો મારાથી તો શી રીતે થાય, માટે હુંતો લઈ જઈશ; તું તારા પતિ પાછળ જે ધર્મ પાળવાના છે, તે પાળીશ તો ફરી તું તેને મળીશ, પણ આ ભવમાં તો જુદુ પડવુંજ જોઇએ. (સત્યવાનના સૂક્ષ્મ શરીરને લઈ દક્ષિણ દિશા તરફ જાય છે)

**માલવી**—પુત્રી સાવિત્રી! શું તારી આવી દશા થઈ! હું આ જોઈ શકતી નથી. (મૂર્છાગત થાય છે)

રતિ—ધિક્કાર છે આ જીવતરને. (રુવે છે)

—અરેરે ! પુત્ર વિના હવે શું થશે, કેમ જીવાશે. (મૂર્છાગત થાય છે)

**દ્યુમત્સેન**—અંધની એક લાકડી તેપણ દુર્દૈવે છીનવી લીધી, હવે જીવીને શું કરવું. (રુવે છે)

**ધૌમ્ય**—ચ્યવન ! તમારા દિવ્યદર્શનેતો વિપરીત પરિણામ આણ્યું !

**ચ્યવન**—ચિંતા નહિં, એ સર્વને પવન નાખી સાવધ કરો. (તેમ કરે છે) આટલા માટે આ પડદો ખોલવા મના છે, છતાં મેં પતિવ્રતાનું ચારિત્ર્ય બતાવવા દિવ્યદર્શન કરાવ્યું; પણ પરિણામ જાણ્યા પહેલાં આમ નહોતું ધાર્યું કે પ્રેમીની દશા ન ખમી શકાય તેવી થશે.

**સાવિત્રી**—(સત્યવાનના શબને જોઈ) હે જીવિત વલ્લભ ! ઘડીકમાં પ્રીતિ વિસરી ગયા ! જુઓ તો ખરા આ નિર્જન વનમાં મારું કોણ બેલી છે, મને રખડતી મૂકી કયાં જાઓ છો ? તમારાં માતાપિતાને શું કહી ને આવ્યા છો, તે બિચારાં તમને સાયંકાળે નહિ જુએ તો ટળવળીને મરી જશે; એમની સેવા હવે કોણ કરશે, તમારા કાકાને તો તમે જાણો છો; એમણે તો વનવાસ આપ્યો છે, પછી એમને કોને આધારે છોડો છો. (રૂવે છે)

**ચંડસેન**—(ઉભો થઈ) યમદેવ પ્રભુ ! મને એની બદલીમાં લઈ જાઓ, તો મારા પાપનું પ્રાયશ્ચિત થાય; મને હવે આ જીવન અકારું થઇ પડયું છે.

**ચ્યવન**—(હાથ પકડી) દિવ્યદર્શન ભૂલી ગયા કે ?

**ચંડસેન**—(માથુ કુટતાં) પણ સત્યવાનનું મરણ મારાથી જોઈ શકાતું નથી, મારાં આ અંધ વડીલોને હું શી રીતે આશ્વાસન આપી શકીશ.

**પ્રભાવતી**—હવે આશ્વાસન આપી રહ્યા.

**સાવિત્રી**—(સ્વસ્થ થઈ–સ્વગત) યમ દેવ તો લઈને ચાલ્યા, હું આમ રોઈશ તેથી શું વળવાનું છે; યમરાજ ભલે

सुकन्या-सावित्री नाटक



સર્પમાંથી યમ પ્રાકટ્ય.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

ના પાડે પણ હું તો તેમની પાછળ જવાની. (યમની પાછળ જાય છે)

**યમરાજ**—પુત્રી સાવિત્રી! તને મેં જીવોનો ક્રમ કહ્યો છતાં તું માનતી નથી, અને રોતી રોતી પાછળ આવે છે તેથી મને તારાપર દયા આવે છે પણ હું નિરુપાય છું; તું આશ્રમમાં જઈ તારા સ્વામિની ઉત્તર ક્રિયા કરી ઋણમાંથી મુક્ત થા, હવે તું સ્વામિસેવામાંથી નિવૃત્ત થઈ છું, જેટલે સુધી આવવું ઘટે તેટલે સુધી તું આવી ચૂકી છું, હવે પાછી વળ અને તારા સાસુ સસરાની સેવા કરી કૃતાર્થ થા.

**સાવિત્રી**—પણ મારો ને એમનો જીવ જુદો નથી એ મેં પ્રથમથીજ કહ્યું છે, તો શી રીતે રહું, હું પણ સાથેજ ખેંચાઈને આવું છું; ભલે તમે ના પાડો પણ જ્યાં એ ત્યાં હું, તમારી સત્તા નથી કે મને દૂર કરી શકો.

**યમરાજ**—(જોઈને-સ્વગત) આ શું આશ્ચર્ય! આનું આકાશ ગમન મારી સાથે શી રીતે થાય છે! આ તો પવન વેગે સાથે આવે છે, ખરેખર પતિવ્રતનો આ પ્રતાપ છે, દેવની ગતિ પ્રાપ્ત થઈ જણાય છે. આ તો સદેહે સાથે આવવાની (પ્રકાશ) ધન્ય છે પુત્રી સાવિત્રી! તને ધન્ય છે, તારો પ્રેમ સાચોછે પણ—

### ગાયન.

શા માટે શ્રમ કરે સતી! તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી! વળ તું પાછી. (૨)

**સાવિત્રી**—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત;
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગૃહસ્થાશ્રમ ગણીઓ;
કૃપાનાથ! મમ પ્રાણ નાથશું, રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ! કયમ પાછી. (૨)

**યમરાજ**—

સુણી વિવેક ભરી મૃદુવાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી!
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨) હવે.

**સાવિત્રી**—મહારાજ ! મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય.

**યમરાજ—તથાસ્તુ.** ભાગ્યવતી ! તું અતિ દૂર આવી;
થાય કોથી મિથ્યા નવ ભાવી—શા માટે.

**સાવિત્રી**—
પતિ સમીપ શ્રમ નહિ જરી, જ્યાં જાએ મમ નાથ;
તપ વ્રત આપ કૃપા વડે, ત્યાં આવું તમ સાથ
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરુષની મોંઘી;
કૃપા નાથ ! મમ પ્રાણ નાથ શું, રહી વૃત્તિ રાચી(૨)-વગું.

**યમરાજ**—
અર્થ યુક્ત સંભાષણ તારું, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારું;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી-હવે.

**સાવિત્રી**—મહારાજ ! મારા બુદ્ધિ શાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય.

**યમરાજ—તથાસ્તુ.** ઉત્તમ વર એ આપ્યાં ભાવે;
હજી પ્રેમદા પૂઠળ આવે.—શા માટે.

**સાવિત્રી**—
સુપાત્ર જન કરતા કદી, સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મન તણું, પણ સાધે કલ્યાણ.
સત્પુરુષોની સમાન દૃષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ;
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી(૨)—વગું.

**યમરાજ**—
શીતળ વચન સુધા સમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં;
સત્યવાનના જીવિત વિના કંઈ, ઇચ્છિત વર યાચી-હવે.

**સાવિત્રી**—મહારાજ ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર, મારે સો ભાઈ થાય.

**યમરાજ—તથાસ્તુ.** સાસરીયાંનું માન વધાર્યું,
પીયર તણું પણ કાજ સુધાર્યું-શા માટે.

**સાવિત્રી**—
પરદુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ,
ભરુંસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતું સહુ આવે;
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)—વગું.

**યમરાજ**—

મધુરાં નવિન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨)-હવે.

**સાવિત્રી**—મહારાજ ! મને મારા સ્વામિથી ઔરસ સો પુત્ર થાય.

**યમરાજ**—**તથાસ્તુ** ઘટે ન થાવું અતિ વર લોભી;
તજી પૂઠ હવે જા અહિં થોભી-શા માટે.

**સાવિત્રી**—

સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચૂકે લગાર;
સામ્પ્રત ભૂત ભવિષ્યની, ગતિ તણા આધાર.
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી;
કૃપાનાથ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)—વળી

**યમરાજ**—

અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી;
ભગવતી ! છેલ્લું ઉત્તમ અનુપમ, ઇચ્છિત વર યાચી(૨)-હવે.

**સાવિત્રી**—

પુત્ર તણું મુજને દીધું, પ્રભુ ! આપે વરદાન;
જીવત દાન દઇ જીવનને, સત્યકરો ભગવાન.

**યમરાજ**—(હસીને) સાવિત્રી ! તેં યુક્તિથી તારા પતિનું જીવન પણ માગ્યું, તારા ચાતુર્યને ધન્ય છે. હે કુલનંદિની ! હું તારા પતિને મારા પાશથી મુકત કરું છું, હવે તું તેને લઇને ઘેર જા, તેનું આયુષ્ય હવ ચારસો વર્ષનું થશે; તારે વિષે તે સો પુત્રોને ઉત્પન્ન કરશે, અને તે વંશના સર્વ ક્ષત્રિયો તમારા નામથી સાવિત્ર કહેવાશે. (સત્યવાનના સૂક્ષ્મશરીરને છોડી દે છે)

**સાવિત્રી**—મહારાજ ! મારા ઉપર આપે અત્યંત ઉપકાર કર્યો, આપને મારા સાષ્ટાંગ પ્રણામ હો.

**યમરાજ**—પુત્રી ! તમારું કલ્યાણ થાઓ. (જાય છે)

**શૈબ્યા**—(ઉભાં થઈ) પ્રાણનાથ ! હું દેખું છું ! આ તો બધું સત્ય થાય છે.

**દ્યુમત્સેન**—હું પણ દેખું છું ! સામે સાવિત્રીને જોઈ?

**શૈબ્યા**—હા જોઈ, સામે સત્યવાન સુતેલ છે તે પણ દેખું છું. જુઓ અંગ ફરકયું.

**સાવિત્રી**—(યમરાજ તરફ જોઈ રહી હતી તે ગયા પછી સ્વગત) યમરાજ તો ગયા, હવે હું ત્વરાથી મારા પ્રાણનાથ પાસે પહોંચી જાઉં. (જાય છે)

**સુકન્યા**—ધન્ય છે સખી! ધન્ય છે તને, તારું ચારિત્ર્ય તો અનુકરણ કરવા જેવું છે.

**દ્યુમત્સેન**—દેવિ! સાવિત્રીએ આપણા ઉપર જે ઉપકાર કર્યા છે, તે પોતાને મોઢે કહેત નહિ; માટે દિવ્યદર્શનથી જાણ્યું એ ઠીક થયું.

**અશ્વપતિ**—દેવિ! તમારી કુખને સાવિત્રીએ શોભાવી.

**માલવી**—એક પુત્રી સો ભાઈ લાવી, બન્ને કુળને સંતુષ્ટ કર્યાં.

**સાવિત્રી**—(સત્યવાનનું માથું ખોળામાં લઇ)

**ગાયન.**

જાગો જાગો જીવન પ્રાણ! (૨)
નિદ્રા ત્યાગો ચતુર સુજાણ (૨)—જાગો.
ભર દરિયામાં ડુબકાં ખાતું,
આવી પહોંચ્યું તીરે વ્હાણ;
દુઃખનાં વાદળ વિખરાયાં વ્હાલા! (૨)
ભાગ્યનો ઉગ્યો ભાણ.—જાગો.

**દ્યુમત્સેન**—આપણું એવું ભાગ્ય કયાંથી હોય કે, આ દિવ્યદર્શન સત્ય ઠરે.

**ચ્યવન**—રાજર્ષિ દ્યુમત્સેન! આ દિવ્યદર્શનની વિદ્યા અલૌકિક છે, એ દેવી શૈબ્યા અને આપને ફરી પ્રાપ્ત થએલી દૃષ્ટિજ સિદ્ધ કરી આપે છે; તો પણ કદાચ તેમાં સંશય રહેતો હોય તો થોડી વારમાંજ પુત્રી સાવિત્રીની સાથે સત્યવાન આવશે, તેમને તમે પ્રેમપૂર્વક નિરખશો; હવે હું દિવ્યદર્શન બંધ કરું છું, જુઓ સામે નારદમુનિ વધામણી ખાટવા પહોંચ્યા તે અહિં પણ વધામણી ખાટવા આવશે. (દિવ્યદર્શન બંધ કરે છે)

**નીતિવલ્લભ**—(પ્રજા વર્ગ સાથે પ્રવેશ કરી) જય જય મહારાજાનો.

**દ્યુમત્સેન**—કોણ મારા દિવાન નીતિવલ્લભ! તમે અત્યારે અહિં કયાંથી?

**નીતિવલ્લભ**—કુમાર ચંડસેન રાજ્ય સુનું મૂકી નાશી જવાથી, આપનાપર પૂર્ણ પ્રેમવાળો પ્રજાવર્ગ આપને તેડવા આવેલ છે, તેની સાથે રાજ્ય મુગુટ લઈ સેવક પણ હાજર થયો છે.

**દ્યુમત્સેન**—ધન્ય છે તમારી રાજ્યભક્તિને! આખર સુધી ટકાવી.

**ચંડસેન**—હું અભાગીયો જ્યેષ્ઠબંધુનો અપરાધી તમારા પહેલાં સેવામાં હાજર થયો છું.

**નીતિવલ્લભ**—ઓહોહો! તમે પણ અત્રેજ બિરાજો છો!!

**ચંડસેન**—પાપનું પ્રાયશ્ચિત કરવા જીવતો રહ્યો છું.

**દ્યુમત્સેન**—ભાઈ! એમાં તમારો દોષ નથી, સર્વ પ્રાણી પોતાના કર્માનુસાર સુખ દુઃખ ભોગવે છે; જે થયું તે સારું થયું છે.

**નગરશેઠ**—મહારાજા દ્યુમત્સેન! સર્વ પ્રજા રાજ્ય મુગુટ આપને ધારણ કરવા વિનવે છે, માટે એમની ઇચ્છાને માન આપશો.

**દ્યુમત્સેન**—એ રાજ્યમુગુટ મારા બંધુ ચંડસેને ધારણ કર્યો છે તો તેને શિરજ રહેવા દો, હવે હું વૃદ્ધાવસ્થાને લીધે રાજ યોગ્ય છું નહિ.

**ચંડસેન**—એ રાજ્યમુગુટ તો સત્યવાનને શોભશે, હું તો આપની સેવાથી શોભીશ;

**દ્યુમત્સેન**— તમે કાકો ભત્રીજો સમજો.

**અશ્વપતિ**—ધન્ય છે તમારા વડીલપણાને!

**ચંડસેન**—અને ધિક્કાર છે મારા બંધુપણાને.

**નારદ**—(પ્રવેશ કરી) જય જય સમાજનો.

**સર્વે**—અમો સર્વને આપનું આગમન આનંદકારી થાઓ.

**અશ્વપતિ**—આપના દર્શનનો લાભ અનુકૂલ પ્રસંગે થયો છે.

**નારદ**—મહારાજા અશ્વપતિ! પુત્રી સાવિત્રીનું ચારિત્ર્ય જોઈ હું પ્રસન્ન થયો છું.

**અશ્વપતિ**—એનું ચારિત્ર્ય મહાત્મા ચ્યવન ઋષિના તપોબળથી જોવા અમે ભાગ્યશાળી થયાં છીએ.

**નારદ**—ત્યારે હવે પુનરોક્તિ કરવા જરુર નથી, યોગીન્દ્ર ચ્યવન ઋષિનો આપ સર્વનાપર મોટો અનુગ્રહ થયો.

**દ્યુમત્સેન**—મહામુનિ નારદજી! પુત્ર સત્યવાન તથા સાવિત્રીને અમે કયારે જોવા ભાગ્યશાળી થઈશું?

**નારદ**—પુત્ર સત્યવાન શ્રમને લીધે સાવિત્રીના ટેકાથી ધીમે ધીમે આવે છે, અને હું ઉતાવળીયો ઉતાવળો વધામણી દેવા આવ્યો, તે પહેલાં તો તમે અહિં આશ્રમમાંજ ચ્યવન ઋષિના દિવ્ય દર્શનથી જાણી ચુકયાં છો, એટલે હવે મારા માટે કાંઇ કહેવાનું રહ્યું નથી.

**સુકન્યા**—બ્હેન સાવિત્રીનું પરાક્રમ મારા ભાઈ સત્યવાનને કહેવાનું રહ્યું છે, તે હું સંભળાવી વધામણી તેના પાસેથી ખાટીશ.

**નારદ**—એ વધામણી તો હુંજ ખાટી ગયો છું, સત્યવાનને સર્વ વૃત્તાંતથી વાકેફ કરેલ છે, નહિતર એતો સ્વપ્નજ સમજતા હતા અને સાવિત્રીએ પણ એમજ ઠસાવ્યું હતું.

**સુકન્યા**—ધન્ય છે સાવિત્રીના મોટા મનને! અને સાથે તમને પણ ધન્ય છે કે અમારા માટે કશું રહેવા દીધું નહિ, જેથી વિવેક કરત.

**નારદ**—ધન્ય છે તમારા જેવી સુકન્યાઓને! જે અમે કરવા સમર્થ નથી તેથી અધિક તમો બન્નેએ કરી બતાવ્યું છે, એ સ્ત્રી સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

**સત્યવાન**—(સાવિત્રી સાથે પ્રવેશ કરતાં) માતા પિતા! આપને મારા પ્રણામ છે.

**દ્યુમત્સેન**—પુત્ર! ચિરંજીવી રહો, પૂર્વજોના પુણ્યથીજ તમને બન્નેને જોયાં છે. (સ્રીવર્ગ હાથ ઉંચા કરી દુઃખણા લઇ આશિષ આપે છે)

સત્યવાન—તપોવનના ઋષિમંડળને અમે બન્ને પ્રણામ કરીએ છીએ.

ચ્યવન—પવિત્ર સાવિત્રી જેમ તમને પ્રાપ્ત થયેલ છે, તેમજ વિજયમાળા પ્રાપ્ત થાઓ.

ગૌતમ—ચ્યવનઋષિને સુકન્યાએ દીર્ઘાયુષ્ય આપ્યું તેમજ સાવિત્રીએ તમને આપ્યું, એ ચિરકાળ સ્ત્રી સમાજમાં પ્રચલિત થાઓ.

સાવિત્રી—ઓહોહો બ્હેન સુકન્યા! તમે કયારે આવ્યાં?

સુકન્યા—આજ રાત્રિમાં, બ્હેન! તમારું ચારિત્ર્ય મારા પ્રાણનાથની કૃપાથી જોવા ભાગ્યશાળી થઈ છું.

સાવિત્રી—બ્હેન! આપનું ચારિત્ર્ય મારા કરતાં ચડે છે, જે મેં સાંભળ્યું હતું તે આજ ઋષિવર્યને નજરે જોવાથી અલભ્ય લાભ ગણું છું.

ચ્યવન—કુલીન સ્ત્રીઓને ધન્યવાદ ઘટે છે.

નારદ—જેણે માતા પિતા૦ તથા શ્વસુર પક્ષને ઉજ્જવળ કર્યાં છે, જેના વર્તનથી બન્ને વંશના પૂર્વજો સ્વર્ગના અધિકારી થયા છે, તથા જગતમાં સર્વ સ્ત્રીવર્ગને પવિત્ર પતિવ્રત્યપણાનો માર્ગ બતાવ્યોછે, એવી સુકન્યાને ધન્ય છે.

સાવિત્રિ-<br>સુકન્યા——એ માર્ગને અનુમોદન આપનાર આપ જેવા મુનિરાજને પણ ધન્ય છે.

નારદ—તમારું બન્નેનું ચરિત્ર ત્રણે કાળમાં ચિરકાળ ગવાઓ એવી હું આશિષ આપું છું.

નીતિવલ્લભ—સમય પલટેછે ત્યારે તમામ અનુકૂલ થાય છે મહારાજા! આપને તથા દેવી શૈબ્યાને દૃષ્ટિવાન્ જોઈ આશ્ચર્ય થાઉં છું!

દ્યુમત્સેન—એ સઘળો પ્રતાપ કુળવાન પુત્ર વધુનો છે.

નીતિવલ્લભ—અમારાં ભવિષ્યના મહારાણી દીર્ઘકાળ સૌભાગ્યવતાં રહી રાજ્ય સુખ ભોગવો એવું ઇચ્છું છું.

**ચંડસેન**—પુત્ર સત્યવાન ! મારા સર્વ અપરાધ ક્ષમા કરી, આ અપરાધી કાકાને ઉજવળ મુખે ફરવા દેવા, આ રાજ્યમુગુટ ધારણ કરશો. (નીતિવલ્લભ પાસેથી મુગુટ લઈ મૂકવા જાય છે)

**સત્યવાન**—(અટકાવી) એ રાજ્ય મુગુટને યોગ્ય આપછો, હું તો હજી આપની પાસે શિક્ષણ લેવાને યોગ્ય ગણાઉં.

**અશ્વપતિ**—ધન્ય છે સત્યવાન ! ધન્ય છે તમને, પણ હવે તમારા કાકાની તથા અમારી સહુની ઈચ્છાને માન આપી રાજ્ય મુગુટ ધારણ કરશો.

**સત્યવાન**—વડીલની આજ્ઞાં માન્ય કરવી એ આજ્ઞાંકિત પુત્રનો ધર્મ છે.

**ચંડસેન**—(સત્યવાનને શિર રાજ્ય મુગુટ મૂકે છે)

**સર્વે**— ગાયન.

આનંદ અપાર (૨) ભજવ્યું પવિત્ર ચરિત્ર સાર.
શ્રવણ કરી જે નરનેનાર, પાળશે પ્રેમે સદાચાર;
સફળ કરી તે આ સંસાર, ભવાનધિ તરી ઉતરેપાર—આનંદ.

